

# કમળા કર્તવ્ય

યાને

## “સ્ત્રિ શણગાર.”

ધર્મ નિતી અને જ્ઞાનના ઉત્તમ
વિલાસથી ભરપુર.

---

પ્રકાશક

પુરૂષોત્તમ ગોકળનાથ-મહેતા.

---

કીંમત રૂ. ૦-૪-૦

ॐ

तत् सत् श्री परमात्मने नमः

# કમળા કર્તવ્ય

યાને

## "સ્ત્રિ શણગાર."

---

નિતી, ધર્મ, અને જ્ઞાનના ઉત્તમ વિલાસથી ભરપૂર.


લખનાર

**સૌભાગ્યવતિ કમળાલક્ષ્મી.**

અમદાવાદ—સારંગપુર ધાસીરામની પોળ.


---

ગીતી.

કુલિન સ્ત્રિ સતી પામે, વિષમ અવસ્થા તથાપિ રહી સત્યે.
પાળી સ્વધર્મ પોતે, સ્વર્ગ જીતેછે અચુક તે કૃત્યે.
સ્વામિ તજે કદિ તો પણ, કદાપિ કોપ ન કરેજ વરનારી.
નિર્મળ પ્રાણ ધરે તે, સજી કવચ સચ્ચરિત્રનું ભારી.

---


સં. ૧૯૬૩ પ્રત ૧૦૦૦

કીંમત રૂ. ૦-૪-૦

આ પુસ્તક સને ૧૮૬૭ ના ૨૫ મા એકટ
પ્રમાણે રજીષ્ટર કરાવ્યું છે.

અમદાવાદ.
દાણાપીઠામાં નિર્મળ પ્રિન્ટીંગ પ્રેસમાં
લલ્લુભાઇ ઇંશ્વરદાસ ત્રિવેદીએ છાપ્યું.



રામપંચાયતન.



ૐ

# સમર્પણ.

---

અખંડ સુખના આધાર, મ્હારા વ્હાલા પતિ.

## પુરૂષોત્તમરાય. મુ. અમદાવાદ.

નેત્ર મણિ ? હું આપની અર્ધાંગના થયા પછી, ધર્મ, નિતી, જ્ઞાન, અને વ્યવહારનો અત્યુત્તમ ઉપદેશ આપવામાં, મારાં અસં-તોષ ઉપજાવનારાં, કાર્ય માટે કંટાળો ન ખાતાં તેને સુધારવામાં, કીશોરાવસ્થામાં શિક્ષક, અને યૌવનાવસ્થામાં મ્હારા પરમ હિતચિંતક થવામાં, આપે અપરિમિત શ્રમ લીધેલો છે, અને જે કાંઇ આચાર વિ-ચારની પરિશુદ્ધિ, મ્હારામાં દેખાય છે તે સર્વ આપની કાળજી અને કૃપાનુંજ ફળ છે. માટે "જેનું જે તે તેનેજ શોભે, જેના ઉપર પ્રેમ તેનું સર્વસ્વ" એ નિયમ નિશ્ચિંત જાણી આ મ્હારૂ "કર્તવ્ય" આપના ચર-ણારવિંદમાં સમર્પિ આભાર માનું છું.

કાર્તિક કૃષ્ણપક્ષ એકાદશી. સં. ૧૯૬૩. } લી. આપની સદાની ઓશિંગણ અર્ધાંગના. "કમળા"

" એક સદ્‌ગુણી સ્ત્રિ તેના પતીને અને દેશને શાભા આપનાર અમુલ્ય હીરા છે, સાધવી સ્ત્રિના આ લોકે અને પર લોકે જય છે "

# પ્રયોજન.

ગુજરાતમાં આણુંદ તાલુકાના **ઉમરેઠ** ગામે, તપોધન બ્રાહ્મણની ગ્નાતીમાં **શીવરામ રણછોડનાં ધર્મ** પત્નિ, **દીવાળી બાના** પેટે સંવત ૧૯૪૬ ના ભાદરવા વદી બીજને બુધવારે મારો જન્મ થયો હતો. બાલ્યાવસ્તાની ક્રીડા કરતાં મારી ઉમર નવ વરસની થયા બાદ, કેટલીક અંગરોગની તથા દૈવ્ય કોપની, પીડાઓથી મુક્ત થતાં, સાધારણ ગુજરાતી વિદ્યાભ્યાસ કરવામાં, મારાં પુજ્ય માતા પિતાશ્રીની સત્તા નીચે બાર વર્ષ ગાળ્યા પછી, તેમણે **નડીઆદના** રહીશ **મહેતા ગોકળનાથ અંબથારામના** દીકરા **પુરૂષોતમ** જેઓ **અમદાવાદમાં** નોકર છે, તેમનાં પ્રથમનાં પત્નિ ગુજરી જવાથી, ખાનદાન કુટુંબના સુશિલ અને સદ્ગુણિ જાણી, મારા માતા પિતાએ મારો હાથ તેમના હાથમાં સંવત ૧૯૫૮ ના વૈશાખ વદી ૭ ને શુક્રવારે આપી મારૂં લગ્ન કર્યું, તેથી હવે આજથી બાકી રહેલાં મારી જીંદગીનાં વર્ષો મારા પ્યારા પતિની સત્તા નીચે ગુજારવાનાં છે.

### દોહરો.

ન્હાનપણે માબાપનો, યુવાવસ્તામાં નાથ,
વૃદ્ધપણે સ્ત્રિને શીરે, હોય પુત્રનો હાથ.

ચાલુ જમાનાની કેટલીક ઉછાંછળી સ્ત્રિઓ, પોતાના પતિ સાથે, અગર તો સાસુ સસરા સાથે, ગેર વર્તણુંકથી વર્તી, અણબનાવ કરે છે, અને તેથી તેઓ પોતાનું જન્મભરનું સુખ ગુમાવી દે છે, દ્રૌપદી સતિએ અસહ્ય સંકટો વેઠી, પાંચ ભરથારની આજ્ઞા કેવી રીતે ઉઠાવી હશે!

તેના બરોબરી તો આપણે કરવાને સમર્થ નથી, પણ માતા, પિતા, અને પરમેશ્વરે જેનો હાથ આપણને સોંપ્યો, કે જેની સાથે આપણે જન્મભર જોડાવાનું છે, તેની સાથે બરોબર નીતિથી ચાલી સંસાર સમુદ્ર તરી પાર ઉતરવું જોઇએ, અને જે સ્ત્રિ એમ નથી કરતી, તે આ લોકે પરમ દુઃખ ભોગવી છેવટે નર્કને પાત્ર થાય છે.

ગ્રંથ કર્ત્તા તરિકે બાહાર પડવાના, કે શ્રીયુત (વિદ્વાન) વર્ગમાં ગણાવાના હેતુથી પુસ્તક લખવાનો લોભ કર્યો નથી, પણ હું મારા પ્રાણપતીની સત્તા નીચે અને મારા સસુર વડીલ જનોના મંડળમાં આજથી આવી, તેથી તેમનું અંતઃકરણ પ્રસન્ન કરી, દુનિઆદારીના કાર્યો કરવા હું બંધાએલી છું, માટે મારે કયા નિયમ પ્રમાણે વર્તવું જોઇએ, તેની ટુંકી નોંધ આર્ય જનોના ખોળામાં મુકી, કૃતાર્થ થાઉંછું, પુસ્તક લખવાનો મારો પ્રથમ પ્રયાસ છે, તેથી દોષ વિષે વાંચક વર્ગની ક્ષમા યાચુછું.

**દોહરો.**

જયામે જીતની બુદ્ધહે, ઇતનો કહે બતાય;
વાકો બુરો ન માનિએ, ઓર કહાંસે લાય.

**વૈશાખ, શુકલ અષ્ટમી.**
**સોમવાર. સં. ૧૯૬૦**

લી. સર્વબાનું ચરણાનુંરજ
**" કમળા "**

# અનુક્રમણિકા.

# કમળા કર્ત્તવ્ય

યાને

## સ્ત્રિ શણગાર.

### ઇશ્વર સ્તુતી.

શાર્દુલ વિક્રિડીત.

વિભુ દીન દયાળ સુખ કરતા, મોટા દયાળુ પતી
આધી વ્યાધિ ઉપાધીને દુર કરી, દેજો સદા સન્મતી
ઉતારો ભવપાર હાથ ગ્રહીને, ભુલી ભમુ વાટમાં
પામી માનવ દેહ હાય ભવમાં, ગાળ્યો વૃથા મોહમાં
છોજી નાથ અનાથના જગ ધણી, સંહારજો આપદા
માગુ શીર નમાવી ઇશ કરજ્યો, સર્વત્ર રક્ષા સદા
કૃપાળુ સહુ પ્રાણી પાલન પ્રભુ, આનંદ દેજો અતિ
કુબુદ્ધિ અટકાવજો, થતી પ્રભુ, આપી સદા સુમતિ
દેજ્યો અંગ ઉમંગ શાન્તિ, અતિશે દેજ્યો સદા સ્હાયતા
યાચુ દ્વિકર જોડીને હ્રદયથી, દો પ્રેમ ભક્તિ સદા
ઉગારો પ્રભુ પાપીને ભવ થકી, વિનંતી ઉરે ધરી
સ્નેહે શીર નમાવી દાસી કમળા, વંદે સુપ્રેમે કરી.

" मुक करोती वाचालं, पंगु लंघयते गीरीम् "
" यत् कृपातं महं वंदे परमानंद माधवम् "

**અર્થ**-પ્રભુ તમારી કૃપા એવી છે કે, જે મુગાને વાચાળ કરે છે, અને પાંગળાને પર્વત ઓળંગાવે છે, એવા પરમ આનંદ રૂપ પરમાત્માને હું નમસ્કાર કરૂંછું.

પ્રભુ ! અમે તમારાં છોકરાં છીએ, તમારી કૃપા વડે અમો મળમુત્ર વાળા ગર્ભ સ્થાનમાં નવ માસ રહી, જઠરાની જવાળાથી બચી જન્મ્યાં છીએ, દીનનીશ અમારૂ રક્ષણ કરવામાં, અમારૂ ભલુ કરવામાં, ને અમને શાંન્તી આપવામાં, તમેજ આધાર રૂપ છો, તેથી વિનવીએ છીએ કે, કૃપાનાથ ! અમારો સંસાર સુખ રૂપે નિભવા, આધિ વ્યાધિ અને ઉપાધી દુર કરી, નીતીના માર્ગે વર્તવા, અમને નિર્મળ બુદ્ધિ આપી અમારૂં રક્ષણ કરશો.

દીનબંધુ ! તમે ગરીબના બેલી ભક્તવત્સલ, અને એવા સારા ન્યાયિ, અને પવિત્ર છો કે, અમારા કર્મની યોગ્યતા પ્રમાણે અમોને આપ્યા સિવાય રહેશો જ નહીં, અને તેથી જ, અમારો સંસાર સુખરૂપ ચલાવી, અંતે મોક્ષની ઇચ્છા માટે, અમો તમારા ચરણમાં શીશ નમાવિ યાચના કરીએ છીએ.

**" ब्रह्मानंद परम सुखदं केवलं ज्ञान मूर्ती "**
**" द्वंदा तीतं गगन सद्रशं तत्व मस्या दिलक्ष्यं "**
**" एकं नित्य विमल मचलं, सर्व धिशाक्षी भुतं "**
**" भावा त्तितं त्रिगुण रहितं सद्गुरु तन्नमामि "**

**અર્થ**-બ્રહ્મરૂપ, આનંદ રૂપ, પરમસુખને આપવાવાળા, જ્ઞાન મુર્તીરૂપ, દ્વૈત ભાવથી રહીત, આકાશ તુલ્ય, તત્વમસી, આદી વેદનાં મહાવાકયોએ લક્ષ કરી શકાય એવા, એકરૂપ, નિત્યરૂપ, નિર્મળ, અચળ, અને સર્વ પ્રાણી મા-

ત્રની બુદ્ધિના શાક્ષીરૂપ, માયિક પદાર્થથી પર, અને સત્વ, રજ, તમ, એ ત્રણ ગુણોથી રહીત, એવા તે સદ્ગુરૂ રૂપ પરમાત્માને હું નમસ્કાર કરૂંછું.

## સવૈયો.

પુરાણકો પાર નહી, વેદનકો અંત નહીં;
વાણીતો અપાર કહો, કહાં ચિત્ત દીજીએ.
લાખનકી એક કહું, કરોડકી એક કહું;
સબહીમેં સાર એક "રામનામ" લીજીએ.

## હરિગીત.

"શ્રી રામચંદ્ર કૃપાળુ ભજમન, હરન ભવ ભય દારૂણં"
"નવ કંજ લોચન કંજ મુખ, કર કંજ પદ કંજારૂણં"
"કંદર્પ અગણિત અમિત છબિ, નવ નિલ નિરજ સુંદીરં"
"પટ પિત માનહુ તડિત રૂચિ સુચિ, નૌમી જનક સુતાવરં"
"શિર કીરિટ કુંડલ તીલક ચારૂ, ઉદાર અંગ વિભુષણં"
"અજાનુ ભુજ શર ચાપ ધર, સંગ્રામ જીત ખળ દુષણં"
"ભજ દીનબંધુ દીનેશ દાનવ, દલન દુષ્ટ નિકંદનં"
"રઘુનંદ આનંદ કંદ કૌશલ્ય ચંદ્ર, દશરથ નંદનં"
"ઇતિ વદીત તુલસીદાસ, શંકર શેષ મુનિ મન રંજનં"
"મમ હૃદય કંજ નિવાસ કરી, કામાદી ખળ દળ ગંજનં"

---

# પતિ પ્રત્યેની વર્તણુંક.

## શિખરણી.

પતિ છે પત્નિનું જીવન સુખ, વૃક્ષઃ નિતી તણું;
ખરૂં મુક્તિ દાતા, યુવતી સૌએ સ્વર્ગજ ગણ્યું.

સુખે દુઃખે સાથી, પ્રીતમ તરૂણી જો મન ગણે;
સુખો ભોક્તા થાતાં, શિયળવૃતી ભાર્યા સુખિ બને.

**અર્થ**—પતી છે એ સ્ત્રીનું જીવન; અને નીતીનું સુખ વૃક્ષ છે; મોક્ષ આપનાર, સુખ દુઃખમાં સ્હાયતા વાળુ, અને સ્વર્ગની પ્રાપ્તી કરાવનાર છે. એવું દરેક સ્ત્રીએ ખાસ ધ્યાનમાં રાખવું જરૂરનું છે, અને તેથીજ મારે સારાં સારાં કૃત્યો કરી, પવિત્ર આચરણો વડે, મારા શિર મુગટને પ્રસન્ન રાખવો જોઇએ, કે જેથી મારૂ જીવતર સફળ થઇ, લોકમાં, ન્યાતમાં,સગાં કુટુંબ અને સખિઓમાં, મારી આબરૂ વધે, અને તેથી કૃપાળુ પરમેશ્વર પણ ખુશ થઇ, મુવા પછી સુખ આપે. આવા સઘળા કારણોને અનુસરી, આ સંસાર સમુદ્ર તરવા સારૂ, મારે નીતીના નિયમો, ખાસ ધ્યાનમાં રાખવા જોઇએ.

જુઠું બોલે જે કદી, પાપી પુરો થાય;
તે માટે બાળક તમે, ન કરો એ ઉપાય.
સાચામાં સુખ છે ઘણું; સાચે સૌનો સ્નેહ;
સાચે રાચે જગપતી, સાચે શોભે દેહ.

દેહાંન્ત થતા સુધી પણ કોઇ દીવસ; અસત્ય ભાષણ કરી, મારા પ્રાણ પતીને, અથવા કુટુંબ કબિલા, અને દુનિઆના કોઇ પણ માણસને ઠગવાની કોશેશ કરીશ નહીં. જુઠાણું ચાર ઘડી ગુપ્ત રહી, પછી આપો આપ ખુલ્લુ થાય છે; ત્યારે આપણે હલકાં પડીએ છીએ, જેમ ભણવામાં પહેલો "ક" છે, તેમ સઘળા દુર્ગુણનો પહેલો અક્ષર "જુઠ" છે, માટે તેને તજવો, જુઠુ છાનું રહેતુ નથી.

**છપય.**

છાનો ન રહે ચોર, રહે નહીં છાની ચાડી,

છાનું ન રહે પાપ, અકલ ફેલાવે આડી.
છાનો ન રહે મેહ, રહે નહીં છાની રેહેણી.
ન રહે છાનું પ્રભાત, તથા કીરતી કે કેહેણી.
છાની ન રહે વિદ્યા ભણી, સુગંધ છાની નવ રહે
તેમ પ્રિત છાની પર યારસુ, **કમળા** કહે સૌ તે લહે.

દયા રાખવી એ ધર્મનું મુળ છે, અને અને અભિમાન રાખવો એ પાપનું કારણ છે, માટે આ સંસાર સમુદ્ર તરવાની ઇચ્છા રાખનારી, દરેક બાનુંએ, દયાને નમ્રતાનાં ભુષણો ધારણ કરવાં જોઇએ. ( મહાત્મા તુલસી દાસજી કહે છે કે )

દયા ધર્મકા મુલ હે, પાપ મુલ અભિમાન;
તુલસી દયા ન છોડીએ, જબ લગ ઘટમેં પ્રાણ.

મારા પતીની, કુટુંબની, અને વડીલોની, આબરૂ પ્રમાણે કામ, ક્રોધ, લોભ, મોહ, અને મત્સર, એવા દુશ્મનોનો ત્યાગ કરી, સંપ, સહનશીલતા, દયા ધર્મ અને નીતિનાં ભુષણો ધારણ કરી, મારા આખા કુટુંબને દેદીપ્યમાન કરીશ.

મારા દુશ્મનની પણ નિંદા કરીશ નહીં, કારણ કે જેની આપણે નિંદા કરીએ, તેનાં સર્વ પાપોનું દુષ્ટ ફળ આપણે ભોગવવું પડે છે, માટે તેનો ત્યાગ કરીશ.

## હરિગીત.

દુશ્મનની પણ કરવી નહીં, નિંદા ખરી તે નીતિ છે;
ડરતાં રહેવું દોષથી, રૂડી ગણાતી રીતી છે.
એ ટેવ ખુબ ખરાબ છે, દુર્ગુણનો દરિઆવ છે,
અપરાધ એ ઇશ્વર તણો ને, પાપનો જ જમાવ છે.

બુરો સ્વભાવ જરૂર સ્ત્રિઓના, જીવનમાં ઝેર છે;
બુરા સ્વભાવ થકી જ વ્હાલા, વરની સાથે વેર છે.
મોઢું ચડાવવું એજ ઇશ્વર. કોપ કેરૂ નિશાન છે;
દૃષ્ટિથી રાખે દુર પ્રભુએ, નારી દુઃખ નિદાન છે.

કેટલીક સ્ત્રીઓ હમેશાં, સ્વભાવિક રીતે ઉચાટ પણે રહી, જરા જરા બાબતમાં રીસાઇ, પોતાની એવી વર્તણુંકથી, આખા કુટુંબને કલહ કરાવે છે, અને એવો સ્વભાવ રાખવો, તે પરમાત્માના કોપની નિશાની છે, માટે તેનાથી મારે દુર રહેવું જોઇએ.

કદાપિ મહાન સુખમાં કે મોટા સંકટમાં આવી પડીએ, તો દુઃખમાં ધીરજ ધરીશ, અને સુખમાં છકી જઇશ નહીં.

**ઇંદ્ર વિજય.**

તે ઘટમાંહી નહી ગણુકારવું, દુઃખ અસહ્ય કદી શિર આવે;
આગળ તેજ સહેલું થશે, દીલ માંહી દયા પરમેશ્વર લાવે.
દુઃખ બધાં દીલનાં કરશે દુર, તે પુરશે અભિલાષ સુભાવે;
ભીડ તણા પ્રભુ ભંજન છે, વળી કષ્ટ નિકંદન છેજ સ્વભાવે.

" સદાકાળ ઇશ્વર રાખે તેમ રહીએ, ને **રામનામ કહીએ** "

પ્રભુને ગમે તે સમે સૌ સહેવું.
સદા રાજી રાજી, રૂદેમાં રહેવું;
કદી હેબકી હામ, હૈયેન હારો,
ઘણાં કષ્ટ કાળે, ઘણું ધૈર્ય ધારો.

**સંયમને અનુસરીને ચાલવું ઘણું જરૂરનું છે, જે મનુષ્ય, આખી ભુમિકાથી સંતુષ્ટ થતો નથી, તેનો તેજ, મનુષ્ય, એક પૉશ જવથી સંતુષ્ટ થાય છે, એ સમયનું કારણ છે, માટે તેને અનુસરીને ચાલવું, કારણ કે તે બળવાનછે.**

## દોહરો.

સમે સમો બળવાન છે, નહીં મનુંષ્ય બળવાન;
કાબે અરજુન લુટિયો, એહી પુરૂષ એહી બાણ.

મારા સ્વામી કદાપી અયોગ્ય આજ્ઞા કરે, તો તે પણ માથે ચડાવી. પ્રસંગોપાત, તેમનો ખુશ મિજાજ જોઇ કરેલી આજ્ઞા વિષે, તેમના મનનું સમાધાન કરીશ.

" અતીશે ન બોલના, અતીશે ન ચુપ; "
" અતીશે ન વર્ષણા, અતીશે ન ધુપ. "

અતીશે બોલવું, એ પણ સારૂ નથી, અતીશે ચુપ રહેવું, એ પણ સારૂ નથી, માટે ધીમેથી, નમ્રસ્વભાવે, કામ પુરતુ બોલવું, મંદ હસવું, અને પોતાના ઉભય કુળને શોભે તેવા નમ્રતા અને સભ્યતા ભરેલા શબ્દો વાપરી, પતી, કુટુંબ, અને પરમેશ્વરને ખુશ કરીશ. દેશિ કહેવત મુજબ. **" આવડે એટલું બોલીએ નહીં ને ભાવે તેટલું ખાઇએ નહીં "** એથી વખતે અયોગ્ય શબ્દનો ઉચ્ચાર થતાં, આપણી નીતીને ઝાંખ લાગે છે, કશુંએ વધારે સારૂ નથી.

## છપય.

સીતામાં બહુ રૂપ, જુવો રાવણ લઇ ચાલ્યો;
બળીરાય બહુ દાન, ઘણો પાતાળે ઘાલ્યો;
પાંન્ડવ બહુ પ્રતાપ, આપ ઠામે નહીં ઠરિઆ;
બહુ સત્ય હરિશ્ચંદ્ર, નીચ ઘર જઇ જળ ભરીયા;
બહુ સ્નેહવંત દમયંતી નળ નરહયાં ઠેકાણે કથી;
બહુ સુખ દુઃખ કે સુભ અસુભ, **કમળા** કે' સાર નથી.

## રાગ સીતાજીના મહીનાનો.

બ્હેન વિનંતાની એછે રીત, પતી પાસે રેહેતાંરે

શેવા કરવી સદા શુભ નીત, વિપત્તી સ્હેતાંરે
પ્રાણનાથ સમીપે સાચ, વચને રેહેવુંરે
નહીં પતીવ્રત લાગે આંચ, પતી કે' તે કરવુંરે
કદિ અવર મળે વિણુ કાન્ત કે, નીચુ ન્યાળીરે
ટાળી સરવે મનની ભ્રાંત કે, જાવું સંભાળીરે
સાસુ સસરાનો પડતો બોલ, અધર ઉચકવોરે
કદિ ક્રોધ કરે કોઇવાર, કાને નહીં ધરવોરે
ડરવું દુર્ગુણથી નીત બ્હેન, શીયળવ્રત ધરવુંરે
કામ વાતે કે અઘટિત રીતે, જનથી ડરવુંરે
પતી સમજી પ્રભુનું રૂપ, ભજવું તનથીરે
આપી હૃદયની અદકી પ્રીત, હર્ષવું તનથીરે.
ઉંચે સ્વરથી ન બોલવો બોલ, શાણી બ્હેનોરે
તેમાં થાય જો આપણો તોલ, વદતાં વેણોરે
રે'વું દમ્પતી સુખે સંસાર, કાળને ગાળીરે
કે'છે **કમળા** કરો કલ્યાણ, દુઃખડાં ટાળોરે.

**रुपयौ वन संपन्ना, विशाल कुल संभवाः**
**नीती हीना नशोभन्ते, निर्गंधाईव किंशुकाः**

**અર્થ—**હું ગમે તેવા રૂપવાળી, યુવાનીના મદમાં છકેલી, સારા કુળવાનને ઘેર જન્મેલી, યા, પરણેલી હોઉં, પણ જ્યાં સુધી, નીતીનાં ભુષણો મેં ધારણ કર્યાં નથી, ત્યાં સુધી સુગંધવગરના કેસુડાંના ફુલજેવી જાણવા, ( માત્ર જોવામાંજ રૂપાળી )

**હરિગીત.**

સુંદર સદનમાં શોભતી, સૌભાગ્યવંતી સુંદરી;
સામા રૂપે રંભા સમી, શૃંગારથી શોભે ખરી;

યૌવન તણા મદ મોહથી, મોહાવતી પતી ભામની;
પાળે નહીં શિયળ કદી તે, વ્યર્થ જીવે કામની. ૧
અંગમાં ઉમંગને સત્સંગ, મન ઉછરંગ છે;
કુળવાન કેરી અંગજા, કુળવાન કેરો સંગ છે;
સરદેંન્દુ સમ સોહાવતી, સન્મુખ શ્યામા શ્યામની;
પાળે નહીં શિયળ કદિ તે, વ્યર્થ જીવે કામની. ૨
અતી રતી રસે પતી વશ કીધો, તેં, પ્રેમ બંધે નાથને;
વદી વેણુ વદનામૃત થકી, મોહાવિયો નિજ સાથને;
અનુ દીન હ્રદયે વાસ કરતી, રાખી મનસા શ્યામની,
પાળે નહીં શિયળ કદિ તે, વ્યર્થ જીવે કામની. ૩
દમયંતી, તારા, દ્રોપદી, સીતા, સતી મંદોદરી;
રે એમના સદગુણ કેરો, રાખજો સંગ્રહ કરી;
શુભ બોધ **પરશોતમ** તણો, ચિતમાં ધરોરે ભામની;
પાળે નહીં શિયળ કદિ તે, વ્યર્થ જીવે કામની. ૪

---

દરેક કાર્ય કરતા અગાઉ, તેના પરિણામનો વિચાર કરી, કાર્યનો આરંભ કરીશ; કે જેથી નુકશાન, ઠપકો, અને લોક હાંસીથી બચાય.

" જે મતી પીછે ઉપજે, એ મતી આગે હોય; "
" કાજ ન બિનસે આપનો, દુરિજન હસે ન કોય."

કોઈ વખત સાહસ કૃત્ય કરી, મારા પ્રાણ પતીને, તથા સસુર વડીલ જનોના મંડળને, નાખુશ કરીશ નહીં, કદાપિ મારા કમનશિબે, અજાણતાં, તેમ થયું હશે તો, સત્ય વચન ઉચરી, કરેલા ગુન્હાની માફી મળવા આજીજી કરી, તેમના મનનું સમાધાન કરીશ.

**દોહરો.**

વિચારવું પરિણામ કે, છે તે કેવિ ચીજ;

વિચારવું પરિણામતે, બહુધા સુખનું બીજ.
મુઢ મતી હીણ માનુની, ન વિચારે પરિણામ;
તેજ જગતમાં જાણવું, નુકશાનીનું ઠામ.
વય નવ વૃથા ગુમાવશો, બ્હેન ભુલમાં કોઈ;
પ્રથમ વિચારી મુકજો, પરિણામ પગ જોઇ.

હલકા અને અપમાનના શબ્દો કદાપિ બોલીશ નહીં, મારા પ્રાણપતીની શેવામાં અંતરાય પાડી, વ્રત આદીક કાર્યોમાં, તેમની આજ્ઞા વિરૂદ્ધ પલાયણ કરીશ નહીં, અને પતીના સૌભાગ્ય ખાતર, દુનિયાના આ છેડાથી, પેલા છેડા સુધી દેહ દમન કરી જઇશ.

## મનહર.

જેણે નીજ પતી તણો, પ્રેમ રસ પીધો નહીં;
પ્રભુ તણો પ્રેમ રસ, પીધો તે શા કામનો.
પ્રસન કર્યા ન જેણે, પતીને પુજન કરી;
રહયો ન આ દેહ પછી, કોડી તણા કામનો.
મેળવ્યો ન ભાવ, પ્રાણ પતી તણો ભક્ષીભાતે;
કામનો ન ભાગ મળ્યો જગત તમામનો.
સ્વામિનાથ પ્રસન્ન કર્યા ન, તેણે મેળવ્યોન;
જગતમાં જીવી લાભ, ફુટીરે બદામનો.
જેણે સ્વામીનાથ તણી, પ્રાર્થના ન પ્રિતે ગાઇ;
પ્રભુ કેરી પ્રાર્થના, જે ગાઇ તે ન ગાઇ છે.
ચાહી નહીં સ્વામીનાથ, તણી પુજા ચિત્તમાંહી;
પ્રભુ તણી પુજા ચિત્ત, ચાહી તે ન ચાહી છે.
ચાખી ન પ્રસાદી, સ્વામીનાથતણી મન કરી.
પ્રભુની પ્રસાદી ચાહી, ચાખી તે ન ચાખી છે.

१८८०३



કદાપી મારા સ્વામી, શકમંદ બની ક્રોધથી ખીજાઇ, મને તાડન કરે, તો પણ, નીતીનાં વસ્ત્રો ધારણ કરી, દ્વિ· હસ્ત જોડી, તે સઘળુ મને મંગળકારક સમજી સ્વીકારીશ.

"છે શક સાહસનું પરિણામ,
બહુ સંતાપ થશે જ નકી તે"
"નિર્દોષ ક્રિયા પુરી આપ નિહાળી,
દઝાય દુઃખે પછી નાથ નકી તે"

આખરે, મારી નીતીના માર્ગપરની વર્તણુંક જોઇ, તે પોતે જ, પોતાના કૃત્ય માટે અપસોશી કરશે.

કુટુંબના, ન્યાતના, ઘરના, અને ઇતર માણુસો સાથે, તેમના ગુણ, અને સ્વભાવ, જાણ્યા સિવાય, વધુ વખત, વાત ચીત કરવાનો કે, તેમના સહવાસમાં રહેવાનો, પ્રસંગ પાડીશ નહીં, કારણ કે, દુનિઆ દોરંગી, બેઢંગી, અને કદર વિહીન છે, તે લજ્યાવાળા માણુસને, ધુર્ત કહે છે, શુરાને નિર્દય કહે છે, તેજસ્વીને ગર્વીષ્ટ કહે છે, ચતુરાઇથી બોલનારને બહુ બોલી કહે છે, પ્રીય બોલનારને ગરીબ કહે છે, સરળને બુદ્ધિહીન કહે છે, અને વ્રત કરનારને દંભી કહે છે, ત્યારે એવો કયો વિષય છે કે જેમાં દુનિયાએ દોષ નહીં મુકયો હોય ? અર્થાત દુર્જન માણુસો, સજ્જન મનુ· ષ્યના, વિના કારણે, વેરી થઇ પડે છે, માટે સંભાળીને ચાલવું બહુ જરૂરનું છે.

સ્વામીની, વડીલની, કુટુંબની અને અત્રાધની, ગુપ્ત વાત ઉઘાડી પાડીશ નહીં, કોઇ પણ માણુસની એબને, ઉઘાડી ન કરતાં, તેને આચ્છાદન કરવું, એમાં ઘણું પુન્ય છે.

## હરિગીત.

રે નેક મનની સાધવી, નવ પ્રગટ કર ગુઢ વાતને.

પ્રગટયાથી વાતો ગુપ્ત, જોખમકારી છે નીજ જાતને.
ઘરમાંહી રાખો ગુપ્ત, છાની વાતને વહુ દીકરી.
કરશો ન વાત વધારીને, હદપાર તે સુખ લેહરી.
હુંશિઆર સુણ પતીના સદા, પડદાથી રહેવું નારીએ
પતીની હજારો એબ તે, સારી રીતે સંતાડીએ
જે ગુઢ વરની વાત તે, પોતાની છાની માનવી
એ ધર્મ ધર્મી નારીનો, એમાં ન શંકા આણવી.

મારા સ્વામીનાથી જુદી પડી, પિએર, અથવા બીજા સગાઓ તરફ, જઇ વધારે વખત વગર કારણે રહેવાનો પ્રસંગ રાખીશ નહી, એથી આપણી નીતીને ઝાંખ લાગે છે, સદ્‌ગુણી સ્ત્રીએ પોતાના પતીની શેવામાં હાજર રહેવું, તેજ તેનો મુખ્ય ધર્મ છે.

છપય.

પિતા ઘેર જે પુત્રિ, રિદ્ધિ હોયે પણ રાંડી
બોલે પુઠે લોક, કહે જે કંથે છાંડી
પિતા ઘેર જે પુત્રિ, કુટુમ્બ કહાવે ખોટી
ભોજાઇ બોલે ભુંડું, કહે જે કરમે ચોંટી
કદિ ગરીબ હોય જો ઘરધણી, પિતા હોય પૃથ્વિ પતી
પણ તે સ્ત્રિ શોભે સાસરે, **કમળા** કહે તેતો સતી.

અરણ્યમાં વસીને પણ, ગમે તેવા સંકષ્ટને સહન કરી, મારા પ્રાણપતીના અંતઃકરણને, દીલાસાના, નમ્રશબ્દોના પ્રહાર વડે, શાંન્ત પાડીશ. **"હોય એમાં શું ચડતી પડતી ચાલી જાય છે."**

છપય.

કદિ ચડવા શુખપાલ, કદિ શીર ભાર ઉચકીએ;
કદિ ભોજન બહુ ભાત, કદી અન વિના અટકીએ.

કદિ પાંચે પોષાક, વાળી લંગોટિ જઇએ;
કદિ શેવક નિજ સાથ, કદિ કીંકર પણ થઇએ.
કદિ આપ સદાવ્રત આપીએ, કદિ આપણ કર ઓડીએ;
**કમળા કાન્ત** ભજી સદા, છત હીમત નવ છોડીએ.

**સદર.**

હીમત **દ્રૌપદી** નાર, રાખી તો ચિર પુરાયાં;
હીમત **સીતા** માત, રાખી તો દુષ્ટ ચુરાયા.
હીમત જો **દમયંતી**, રાખી તો નળને પામી;
હીમત **રૂક્ષ્મણી** રાણી, રાખી પરણી પ્રભુસ્વામી.
હરિ સમરી હીમત રાખવી, પર્વત જેવડુ દુઃખ પડે,
**કમળાપતી** ઘનશ્યામ તો, એ સમયે વ્હારે ચડે.

કદરૂપો, કુબડો, નિર્ધન, અને નિર્બળ શરીરનો, ગમે તેવા સ્વભાવવાળો પતી હશે, તો પણ, તેમને રાજા તુલ્ય ગણી, તેમના પ્રત્યે દરેક બાબતમાં નીર્મળ પ્રેમ રાખીશ, દુનિઆના દેખાતા, મોહરૂપી શણગારની, દરકાર ન કરતાં, સુઘડતા, અને પતીવૃતના, નીતિજ્ઞ, શણગાર સાથે, ફક્ત, પતીના સૌભાગ્ય ખાતર, ભલી ને સાદી ચુડી બસ છે.

**ઝુલણા.**

શું થયું મોતીની માળ પેહેર્યા થકી;
શું થયું ચાક એરીંગ ઘાલ્યે.
શું થયું વાંક વાળી કડુ કુણિએ;
શું થયું હંસની, ચાલ ચાલ્યે.
શું થયું અંગુઠી, ફુલ ફેડા થકી;
શું થયું તસતસી, ચોળી પેહેર્યે.
સેવ જેણે કરી, નીજના નાથની;
જીવન તેનું ગયું, સર્વ એળે.

કદાપિ મારા નાથ, અવર સ્ત્રિના પ્રેમપાસમાં ફસ્યા હશે, તો પણ તેમના તરફ, પવિત્ર અંતઃકરણથી, નિહાળવા સાથે, તેને પણ, મારા પ્રાણ નાથની વ્હાલી ગણી ઘટતો પ્યાર બતાવી, પ્રસન્ન રાખીશ, પણ અરે હું ભુલી? એમ બને જ કેમ? મારે એવી વર્તણુંક રાખવી જોઇએ કે, તેઓ અવર સ્ત્રી તરફ, દૃષ્ટિજ ન કરે, અને કદાપિ તેમ હોય, તો પણ, મારો નિર્મળ પ્રેમ જોઇ, લાંબા વખતે તે વીસરી જાય, એવી ચાલ મારે ચાલવી જોઇએ.

પતિના હેતસ્વી ઉપર પ્યાર રાખી, પતિના દુશ્મનને, મારા કટ્ટા શત્રુ ગણી; તેમનાં માતા, પીતા, ભાઇ, બ્હેન, તથા વડીલોના સામુ, નમ્રપણે વર્તી, હલકા શબ્દોનો ઉચ્ચાર કરી, અપમાન કરીશ નહીં, હું સારી રીતે કેળવણી લઇ, ઇશ્વરના નિયમ મુજબ વર્તી, મારા પતી કુટુંબ અને વડીલને ખુશ કરીશ, તેવીજ રીતે મારી, સંતતીને પણ, કેલવણી આપી, તેવા નીતીના માર્ગપર જવા શિક્ષણ આપીશ.

---

## ગૃહ અને વ્યવહાર.

સુર્યોદય પુર્વે, ઉઠવાની ટેવ રાખી, નિંદ્રાનો ત્યાગ થયા પછી, બિછાનામાં આળસથી ન આળોટતાં, શૌચ, દંતધાવન કરી, સ્નાન સંધ્યોપાસન કરીશ. (આમ કરવાથી શરીર આત્મા અને મનની ઉન્નતિ થાય છે)

"રાતે વેહેલા જે સુઇ, વેહેલા ઉઠે વીર"
"બળ બુદ્ધિ બહુ ધન વધે, સુખમાં રહે શરીર"

જે જગતની ઉત્પત્તી, સ્થિતી, અને લયનો અધીષ્ઠાન, તથા નિમીત્ત કારણ છે, જે સર્વાધાર, સર્વ વ્યાપક, સર્વજ્ઞ,

સર્વ શક્તિમાન, સર્વોપરી, અસીમ ( **નીરાકાર** ) સ્વયંભુ, અને અનાદી અનંત છે, જેની સત્તાવડે આ તમામ બ્રહ્માંડ નિયંત્રાય છે, જે મારો અંતરયામી છે, જેની સત્તા વડે મારા કર્માનુંસાર ફળ મને મળે છે, તેવા એક પરમાત્માનું, નિત્ય સવારમાં સ્મરણ કરી, નઠારા કર્મોથી બચવા, સંસાર સમુદ્ર સેહેલથી પાર પડવા, અને મોક્ષ મળવા, યાચના કરીશ.

શરીરની શક્તિના પ્રમાણમાં, ગૃહ કાર્યરૂપી કસરતનું, નિત્ય સેવન કરીશ; ખુલ્લી અને નિરોગી હવામાં રહીશ, તેજ પ્રમાણે મારાં સંતાન સંબંધીઓનાં શરીર, કર્મ અને અધ્યાયનની સંભાળ, નિત્યપ્રતી કરતી રહીશ.

મારા સ્વામીને ઉત્તમ જળવડે સ્નાન કરાવી, દેવ પુજન વિગેરેનાં સાહીત્યો તૈયાર કરી; તેમની આજ્ઞાનુસાર ભોજન બનાવી, ધુપ, નૈવેદ્ય, અને વૈશ્વદેવ થયા બાદ, શિરમુગટ ( **સ્વામી** ) ને જમાડયા પછી, હું જમીશ, તેમના જમતા પહેલાં જમીશ નહીં, અને તેમની સુવર્ણ સમાન આજ્ઞાઓનું, કદાપિ ઉલંઘન કરીશ નહીં.

ગૃહ કાર્યથી પરવારી, નવરાશના વખતે નિતીનાં પુસ્તકો, વાંચવાનું તથા ભરવાનું, કે શીવવાનું એવું, પરચુરણ કામ પતિની આવકમાં વધારો થવા કરીશ, સ્ત્રિ વર્ગમાં બેસી, નકામા ગપ્પા ટપ્પા મારવામાં કે, મારી તારી કરવામાં, અમુલ્ય વખતનું રોકાણ કરીશ નહીં, ( એથી મન તન અને ભરતખાને ઝાંખ લાગે છે )

## દોહરો.

લેખન વાંચન ગાનને, નૃત્ય ભરત વાજીંત્ર;
રસોઇ ભણતર કાવ્યને, ઓટણ શીવણ ચિત્ર.

કુશળ કામીની શિખશે, હુન્નર કળા અનેક;
મેળવશે ધન માનથી, રાખિ ટેક વિવેક.

**ऊद्यमम् खलु कर्तव्यं निर्धनेषु विशेशतः** દરેક માણસે ઉદ્યમ કરવો, એ તેમનું કર્તવ્યકર્મ (**ફરજ**) છે, પણ નિર્ધન માણસે વિશેષ કરવો જોઇએ.

" વિદ્યા ધન ઉદ્યમ વિના, કહોજી પાવે કૌન "
" બીન ડોલાવ્યે, નામીલે, જ્યું પંખેકો પૌન "

**અર્થ**–જેમ પંખાને હલાવ્યા વિના પવન મળતો નથી, તેમ વિદ્યા ને ધન તે ઉદ્યમ વિના ક્યાંથી મળે ?

ઘરમાં શું શું છે, તેની એક વખત યાદી કરી, તેને ક્યા સ્થળે કેમ મુકવું, અને તેની શી વ્યવસ્થા કરવી, તે મારા પ્રાણપતિના, તથા વડીલ (સાસુજી) ના અભિપ્રાયથી વાકેફ થઈ, તેમની આજ્ઞા પ્રમાણે કરીશ, ઘરની તમામ ચીજો, ટેબલ, ખુરસી, વાસણ, લુગડાં, પેટી, પલંગ, વિગેરે જે જે સામાન હશે. તે સઘળો સ્વચ્છ કરી, હમેશાં શરીર, વસ્તુ, મકાન, અને આસપાસના તમામ પદાર્થો સાફ રાખીશ.

**મનહર.**

ઘરતણું રાજ કાજ, બાળકતણો સમાજ;
સંભાળવો સઉ સાજ, કામ તે કઠીણ છે.
કરાયન કો નારાજ, સુખકાર આપ સાજ;
સર્વ કોઇ રાખે લાજ, પત્નિ તે પ્રવિણ છે.
પડી મુકી પતરાજ, નમ્રતાનો ધરે તાજ;
દુષ્ટ કામ કરે ત્યાગ, જાણી તે અપીણ છે.
આપ દુઃખ ગણેનાજ, પર દુઃખે આવે વાજ;
દીલમાં જે જાણે દાઝ, તે નારી કુલીન છે.

પતીની આવક અને, માનમરતબાના પ્રમાણમાં પેહેરીશ ઓઢીશ, તથા ખર્ચ કરીશ, કહ્યું છે કે– "**શેરી જોઇને મ્હાલીએ ને કંથ પ્રમાણે ચાલીએ**" સગાં, સંબંધી, કુટુંબ, મિત્ર, અને પ્રવાસી મુસાફરોને, ઘટતી રીતે લળીને બોલાવીશ; અને તેમની યોગ્ય બરદાસ, પતિ તથા વડીલ ( સાસુજી ) ની આજ્ઞા પ્રમાણે કરીશ. મહાત્મા તુલસીદાસજીએ કહયું છે કે-**तुलसी आ संसारमे भात भातके लोक सबसें हीलीमिली चालीए नदी नाव संजोग.**

સત્યથી ચાલી અસત્યથી દુર રહીશ, મારી વાણી કડુ અને કઠોર ન રાખતાં મધુર, સત્ય, અને પ્રિતીકર રાખીશ, મનમાં છળ કપટ દ્વેશ ઇર્ષા, અને નઠારા વિચારો કદી આવવા દઇશ નહીં, અન્યાયની રીતે બીજાનાં તનમનને દુઃખદઇ, અથવા તો ગુપ્ત રીતે, ( ચોરીથી ) તેમના ધનમાલની અયોગ્ય રીતે, પ્રાપ્તી કરવા ઇચ્છિશ નહી, ઇંદ્રીઓને મારે સ્વાધીન રાખી, તેને તાબે ન થતાં મનઉપર સર્વથા અંકુશ રાખીશ; ક્ષમાનો સ્વભાવરાખી ક્રુરતા, અને ક્રોધ; એ તન મન અને ધનને હાનિકારક છે, માટે તે તજી, શરીર બુદ્ધિ ધન અને વિદ્યાનો સદુપયોગ કરીશ.

જેવાં આપણાં કર્મ, તેવાં ફળ મળવાનાં, એ નિયમ નિશ્ચિત જાણી સત્ પુરૂષાર્થપર વિસ્વાસ રાખીશ.

સદાચારી પુજ્ય વડીલોનું, અનુકરણ કરી, સર્વે ઇશ્વરનાં જ સંતાન છે, એમ જાણી, સર્વ સાથે ધર્માનુસાર સપ્રેમ બંધુ ભાવ રાખીશ, પોતાના તમામ પદાર્થોને નિધામાં રાખી સંભાળતી રહીશ, સ્વામીનાથની પ્રાપ્તીનો, અમુક હીસ્સો બચાવી, તેનો ઉપયોગ પરોપકારમાં કરીશ; નિયમનો ભંગ

અને સમયનો દુરૂપયોગ ન થાય, એમ કાળજી રાખી કામમાં હમેશાં મચી રહીશ; જેથી નઠારા વિચારો ઉત્પન્ન થતા અટકશે.

જેકામ કરવામાટે મનમાં શંકા, ભય, અને લજ્યા પ્રાપ્ત થતી હોય, તે કામ કરીશ નહી, અને જો કરવાની આવશ્ય જણાયતો, મારા પતિ અને વડીલો (સાસુજી અને સસરાજી વીગેરે)ની સલાહ લઇ કરીશ.

રોગ અને શત્રુને નાહાના સમજવા નહી, એટલે તેના નિવારણ માટે તુરત યથાશક્તિ ઘટિત ઉપાયો યોજીશ.

સૃષ્ટિ એ એક શાળા છે, તેમાંથી સ્વાર્પણનું ઉચ્ચ શિક્ષણ મેળવી, સર્વની સાથે વિનય પુર્વક વર્તી, કોઇને તીરસ્કાર દ્રષ્ટિથી જોઇશ નહીં, આચાર, ઉચ્ચાર, અને વિચાર પવિત્ર રાખી; મારા સંતાનોને ધર્મનિતી અને વ્યવહાર શિખવી, સંપથી નિરંતર તત્પર રહેવા બોધ કરીશ.

"સંપથકી સુખ ઉપજે, સંપે જાય કલેશ;"
જેના ઘરમાં સંપ નહી, સુખ તેને નહીં લેશ."

નિત્ય રાત્રિના સુતી વખતે, આજે કેટલી વખત અસત્ય ભાષણ થયું. આપણે કોનું શું અનિષ્ટ કર્યું, વિગેરે આખા દીવસમાં થએલાં દુષ્કૃત્યોનું, સ્મરણ કર્યાપછી ઇશ્વરને સાક્ષી જાણી, હીસ્ત જોડી, હવે પછી તેવાં દુષ્કૃત્યો નહીં કરવાની પ્રતિજ્ઞા કરી, થએલા પાપની ક્ષમા યાચીશ, અને અખંડાનંદ પરમાત્માના સ્મરણમાં સર્વ ચિંતા મુકી, સ્વપ્ન ન આવે તેવી નિયમીત નિંદ્રાને સ્વાધીન થઇશ.

## સખિ કોણ ?

નાલાયક સ્ત્રિને મારી સહચરી ઠરાવી, તેની સાથે પ્રેમ

બાંધી તેને ત્યાં વખતો વખત; જવાનો, અગરતો તેને મારે ત્યાં બોલાવી એકાંતમાં વાતચીત કરવાનો, પ્રસંગ રાખીશ નહીં; સખિ શામાટે કરવી ?

## શિખરણી.

અહો સખિઓ તેથી, વિપદ સમએ સાહ્ય અહવા;
કરો મૈત્રી તેથી, જીવન સુખ સાથે સુખિ થવા.
કહે સખિઓ તેને, વિપદ સમયે શિર ધરશે;
તથા હોલી ખાવા, મધુર વદવા સર્વ ફરશે.

આજ કાલ કળિયુગના ક્રુર સમયમાં, મનુષ્યોમાં કપટ, દ્વેશભાવ, ઇર્ષા, સ્વાર્થ અને અનીતીએ, પુષ્કળ પ્રચાર કર્યો છે; ને તેથીજ "**જલહંસ માફક**" પ્રિતી કરનારી સ્ત્રિઓ ઘણી મળે છે, પણ "**જલકમલ**" માફક સ્નેહ, ધારણ કરનાર સેંકડે એક ટકો પણ નથી.

"પ્રિતી શું **જલ હંસકી**, બિપત પડે ઉડ જાય;"
"પ્રિતીતો **જલ કમલકી**, દોનું સંઘ સુકાય."

સરોવર પાણીથી ભરેલું હોય ત્યાંસુધી, હંસ દીવસમાં બે વખત સરોવરની ભેટ લેવા ( પાણી પીવા ) આવેછે, પણ જ્યારે સુકાઇને જમીન ફાટી મોટા વેર પડી જાય છે, ત્યારે હંસ તે તરફ નજર પણ નથી કરતો, તેવી રીતે ચાલુ જમાનામાં, ચાલતી ગાડીમાં બેસનારી ઘણી મળેછે, તે ઉપરથી એક દેશિ કહેવત છે કે–"**સબળાનો સાળો થાય, પણ નબળાનો કોઇ બનેવિએ ન થાય**" પણ ખરી પ્રિતી તો કોની કે પાણીને કમળની, કે જે ઠેઠ સુધી સુકાઇને જમીન સાથે ચોટી જાય, પણ તેનાથી દુર થતુ નથી.

સુખમાં જોડવાની, ને દુ:ખમાં તોડવાની, પ્રીતી કરનારી જક્તમાં ઘણી સ્ત્રીઓ હોય છે; ખરી સખી કોણ ?

## માલીની વૃત.

સખિ સદ્ગુણ ભરી તે, કાર્યમાં કામ આવે,
મન અવગુણ તજતી, ઉર ઉલ્લાસ લાવે;
પ્રિતી નિત દ્દઢ કરવા, ચિત્ત નિત્યે ઉછાળે.
ઘડિભર નવ મળતાં, પ્રેમીલી અંગ બાળે,
સુખદ સરળ પ્રિતે, જે સદા આત્મ જાણે;
નિતી રસમય બની તે, સ્હાય થાયે સટાણે.
અરસ પરસ દુઃખજો, મોંકને લાવવા દે,
કદિ નવ ખરી સખિતો, ઓછુ એ આવવા દે;

પ્રેમના ભેદ અનેક પ્રકારના છે, કોઇને કામની આશા, કોઇને કીર્તિની જીજ્ઞાસા, કોઇને લક્ષ્મિની લાલસા, કોઇને ભક્તીની ઉમેદ, અને કોઇને પ્રેમના સુખિ સંસારમાં સ્વાર્થ સાધવાની મમતા, કેટલીક ( સ્ત્રિઓ ) રૂપ ગુણ સમાનું વય ઉપર મોહાતી, કેટલીક વાણી ઉપર પટકાતી, કેટલીક ભાવમાં ભમાતી, અને કેટલીક અનેક પ્રકારના સ્વાર્થે સિંચાતી, સ્ત્રિઓ હોય છે, માટે કોઇનું અંતઃકરણ ઓળખ્યા સિવાય તેની સાથે પ્રેમ યોજીશ નહીં.

હુંજ વધારે ડાહી, નિતીજ્ઞ, અને શિયળવૃત્તી છું, એમ મોટાઇનો ડોળ રાખી અહંપદથી કહેતી નથી, હુંતો સર્વેનું ચરણાનુંરજછું. મારી ગતી શું?

પોતાને ઘટમાં ગણે, ડાહીને, ગુણવાન;
અવનિમાં તેવિ, ત્રિઆ નક્કી છે નાદાન.



# સત્સંગ વિચાર ( રાત્રિ પહેલી )

## પ્રભુ મહીમા.

**કમળા**—( એક સમયે પોતાના સ્વામી પ્રત્યે ) **વ્હાલા?** તમે હમેશાં વાળુ કર્યા પછી હું સત્સંગમાં જાઉછું એમ કહી, રાત્રિના બાર, એક, અને વખતે સવાર પડતાં આવો-છો, તો એવો તે સત્સંગ કેવો છે? અને એવું તે તેમાં શું રહસ્ય છે? કે તમે ઉંઘ, આળસ, વાંચવું, લખવું, સર્વ ત્યજી દઇ, તેમાંજ અહરનીશ તમારૂં લક્ષ પરોવ્યું છે.

**પુરૂષોત્તમ**—પ્રિયે? સાંભળ.

" સર્વ સ્વર્ગ અપવર્ગ સુખ, ધરિય તુલાઇક અંગ "
" તુલૈન તાહી સકલ મિલી, જો સુખ લવ સત્સંગ "

**અર્થ**—સ્વર્ગ મૃત્યુ ને પાતાળ, એ ત્રણે લોકનાં સવ સુખોને, એક ત્રાજવામાં મુકીએ, અને બીજા ત્રાજવામાં એક ક્ષણ ભરના સત્સંગનું સુખ મુકીને, તોળીએ તો, સત્સંગના સુખવાળુ ત્રાજવુ, નીચે નમશે, અર્થાત એક હજાર વર્ષની ભક્તિ, ને એક ઘડીનો સત્સંગ, એ બે બરોબર છે, હજુ તારૂ મન તે તરફ દોરાયલું નથી, જ્યારે તું જાણીશ; ત્યારે આ દુનિઆનો અલ્પાનંદ મટી, અખંડ આનંદ તને પ્રાપ્ત થશે.

**કમળા**—સ્વામિન્! મારા ઉપર કૃપા કરી મને તે સમજાવો, કે જેથી આ ભવાબ્ધિના મોજાંની અકળામણ, અને મળમુત્ર વાળા ગર્ભસ્થાનની પિડાઓ, વારંવાર વેઠવી દુર થાય.

**પુરૂષોત્તમ**—હે સાધવી!

**महानुंभावः संसर्गः कस्यनोन्नति कारक**
**रथ्याम्बु जान्हवीसङ्गा त्रिदशैरपि वंन्द्यते**

**અર્થ**—મહાત્મા પુરૂષનો સંબંધ કોની ઉન્નતિ નથી કરતો? સર્વની કરે છે, જેમ શેરીના પાણીને ગંગાના સંગથી દેવતાઓ પણ નમે છે, તેમ આપણે શેરીના પાણી તુલ્ય કનિષ્ટ મનુષ્ય, ગંગાના સંગ રૂપી સત્સંગ કરીએ, તોજ પરમ પદને પામીએ, જે કોટાન કોટિ બ્રહ્માંડનો નાથ તેના ઘરની વાત સમજવી ઘણી દુર્લભ છે.

જેમ સાગરનું પાણી નાની ગાગરમાં સમાઈ શકે નહીં, તેમ ઇશ્વરનું મોટું માહાતમ આપણા અલ્પ જીવથી યથાર્થ રીતે જાણી શકાય નહીં.

જેમ સોયના ઝીણા નાકામાં મોટું દોરડુ આવી શકે નહીં, તેમ માયાથી ભરેલાં માણુસનાં સાંકડાં મનથી, પુર્ણ રીતે ઇશ્વિરને પકડી શકાય નહીં.

કોઇ માણુસ એવી ઇચ્છા કરે કે, નાની હોડીથી મોટા સાગરને તરી જાઉ, પણ એ જેમ બની શકે નહીં, તેમ નજીવાં સાધનોથી આપણે ઇશ્વરને જાણવા ચ્હાઇએ, તે પણ બની શકે તેમ નથી.

પોપટ મોંઢેથી રામ રામ કહે છે, પણ રામ એટલે શું, એનું તેને જ્ઞાન હોતું નથી, તેમજ સૌનું ઇશ્વરી જ્ઞાન; પણ પઢાવેલા પોપટના જેવું જીભનુંજ છે, એમ જાણવું.

સુરજની સામે જોનાર માણુસ જેમ તેના તેજમાં અંજાઇ જાય છે, તેમ મહાન પ્રભુના અલૌકીક અદભુત સ્વરૂપને, જાણવા ઇચ્છનાર માણસ, પ્રભુના અલૌકીક ગુણો

તથા શોભાથી, વચમાંજ ગુમ થઈ જાય છે, પણ તેનો પાર પામી શકતો નથી.

જેમ તારાઓને આપણે દિવસે દેખિ શકતા નથી, પણ રાત્રે ખુલ્લા દેખિએ છીએ, તેમ ઇશ્વરને પણ આ દેહથી આપણે દેખિ શકતા નથી, પણ જો તેના ગુણનું ગાન કરીએ તો, મરણ પછી તેને જાણી શકીએ છીએ.

કોઇ માણસ ચાહે તો સમુદ્રના મોજાઓ ગણી શકે, આસમાનના તારાઓ ગણી શકે, અને જો બની શકે તેમ નથી, તો પણ, વરસાદનાં ટીપાંઓ ગણી શકે, પણ અનંત બ્રહ્માંડના નાથ, મહાન પ્રભુના અસંખ્ય ગુણો તો, કોઇથી ગણી શકાયજ નહીં.

જેમ એક નાના ચમચાવતી, સમુદ્ર ઉલેચી શકાય નહીં, તેમ અલ્પજીવથી પ્રભુનો પાર પામી શકાય નહીં.

## સવૈયા.

વેદ થકે કહિં તંત્ર થકે, કહિં ગ્રંથ થકે નિસિવાસર ગાતે,
શેષ થકે શિવ ઇંદ્ર થકે, પુનિ ખોજ કીયો બહુ ભ્રાંતિ વિધાતે;
વિરથકે પુનિમીર થકે, પુનિ ધીર થકે બહુ બોલી ગીરાતે.
સુંદર મૌન ગ્રહી સીધ સાધક, કૌન કહે ઉસકી મુખ બાતે.

**કમળા**—ત્યારે જેનો પારપામવા એવા મોટા જનો અશક્ત થયાછે તો પછી આપણા સરખા પામરજીવથી શું થાય? માટે આપણે ઘરડાં થઇશુ ત્યારે પ્રભુને ભજીશુ અને તે સંબંધી વિચાર કરીશુ.

**પુરૂષોત્તમ**—હે સ્ત્રી? જુવાનીમાં ગમેતેમ મોજ મારવી; ને અંતે ઘડપણમાં માળા લઇને પ્રભુ ભજવા બેસવું, એતો આંબા ખાઇજઇ, ગોટલાનું દાન કરવાજેવું થાય;

વળી શું ખબર કે ? આપણે ઘરડાં થઈશું ? મરણ ક્યારે આવી પોચશે, તેની કોઇને ખબર નથી; કાલ વાહાણે સુરજ ઉગશે, તે પહેલાં આ કારમી કાયા, કોણજાણે મશાણમાં બળીને ખાખ થઇ ગઈ હશે, કે પૃથ્વીમાં દટાઇ હશે, કે જંગલી પશુઓ ચુંથતાં હશે; તે વિષે નક્કી નથી; તો આવા અગત્યના કાર્યમાટે આપણાજેવાં કેળવાયલાં દંપતિએ ઢીલ કરવી, એ લાખ દરજ્જે શરમ ભરેલું છે. !

**કમળા**—સુખસિંધુ ! સંસારના પ્રાણીઓ બિચારા અનેક પ્રકારના કષ્ટમાં પડેલા, જેઓને જોવાથી કરૂણા ઉત્પન્ન થાય છે, તેવા દુઃખમાં નાખનાર પ્રભુને, દીનબંધુ, દીનાનાથ, એવા અલંકારો કેમ અપાય છે ? તે કહો. ?

**પુરૂષોત્તમ**—માબાપ છોકરાને તેના દુર્ગુણ માટે તાડન કરે છે, તેનાપર રીસાઇને તેને ખાવા આપતા નથી; છતાં તેમના અંતઃકરણથી, પુત્રપ્રત્યેની પ્રેમ લાગણી ઓછી થતી નથી, તેમ ઇશ્વર આપણા દુષ્કર્મો માટે, આપણને સજા કરેછે, પણ તે આપણો સર્વસ્વછે, તેની ઇચ્છાથી આપણે ઉત્પન્ન થયા છીએ, માટે તે આપણો કર્ત્તા છે, તે આપણને નિભાવે છે, માટે આપણો પાલન કર્ત્તાછે, આપણા માબાપના અંતરમાં તેણે પ્રેમ આપ્યો છે, માટે તે આપણો ખરો પિતા છે, આપણને સારાં કાર્ય કરવાની તે બુદ્ધિ આપેછે, માટે તે આપણો ગુરૂછે, મુવાપછી તે આપણને સદ્‌ગતી આપનાર છે, માટે તે આપણો મોક્ષદાતા છે, આફતની વખતે, તથા દરરોજ રાત્રે ને દીવસે તે આપણી સંભાળ લેછે, માટે આપણો રક્ષક પણ તેજ છે.

તે ( ઇશ્વર ) આપણો કર્ત્તાછે, પાલનકર્ત્તાછે; બુદ્ધિદાતાછે, રક્ષકછે, તારનારછે, માતાપિતાછે, સાચોસગોછે, સ્વામિછે,

શેઠછે, મિત્રછે, અને સર્વસ્વછે, તો તેનું સ્મરણ કરવા, તેને શરણે રહેવા, અને તેની આજ્ઞાઓ પાળવા, આપણે વિલંબ કરીએ, તો આપણા જેવું પાપી બીજું કોણ ?

પ્રભુનું નામ, એ આપણને સ્વભાવિક રીતે સંસારની માયાએ કરી નજીવું ભાસેછે, પણ જેના ઘરમાં દીવો બળતો હોયછે, તેના ઘરમાં ચોર આવી શકતો નથી, તેમ જેના અંતરમાં, પ્રભુ સ્મરણ થતું હોય, તેને કામ ક્રોધાદિક સતાવી શકતા નથી.

પીપર ગાંધીના હાટે સસ્તી મળેછે, પણ તેને ખરલમાં નાંખીને ઘણાક દીવસ ઘુંટી હોયતો, વૈદીક નિયમ પ્રમાણે તે માત્રા થઇ ઘણે ઉંચે ભાવે વેચાયછે. તેમ આપણા અંતરરૂપી ખરલમાં, પ્રભુ નામ પણ ઘણા દહાડા સુધી લીધું હોય તો, પરિણામે બહુ લાભદાયક થઇ પડે છે, વડનું બીજ રાઇના દાણાથી દેખાવમાં નાહાનું હોય છે, પણ તેમાંથી જ્યારે ઝાડ થાયછે, ત્યારે એક બહુજ મોટો વડલો થઇ પડે છે, તેમ આપણને ભગવત્ નામ કદાપિ શરૂવાતમાં નાહાનું દેખાતું હશે, પણ પરિણામે વડના ઝાડની માફક, બહુજ મોટું લાભદાયક થઈ પડે છે.

છોકરો બાપની હજુરમાં, નોકર શેઠની હજુરમાં, ને નિશાળીયો જેમ માસ્તરની હજુરમાં, માઠુ કામ કરી શકતો નથી, તેમ જે હરિજનો હમેશાં હરિ નામની, લેહમાં રહ્યા કરે છે, તેનાથી પાપ કર્મો થઇ શકતાં નથી, જે જંગલમાં વાઘ કે સિંહનો વાસ થાય છે, ત્યાંથી ઘણાંક ન્હાનાં ન્હાનાં જાનવરો જેમ દુર ભાગી જાય છે, તેમ જેના અંતરમાં પ્રભુ સ્મરણ કરવાની ટેવ પડતી જાય છે, તેનામાં પછી દુર્ગુણો કે, ખરાબ વ્યસનો રહી શકતાં નથી.

---

## શું! સંસાર ખોટો?

**કમળા**—ત્યારે શું! સંસાર ખોટો? મા, બાપ, ભાઇ બ્હેન, સગાં, વાહાલાં, સ્ત્રિ, પુરૂષ, ખાવુ, પીવું, ફરવું, નાના પ્રકારના વૈભવ ભોગવવા, વિવીધ જાતનાં વસ્ત્રાલંકારો ધરી, સુંદીર સુગંધીમય પુષ્પો, અત્તરો, વિગેરે સુવાસિક પદાર્થો, અને તન મનને આનંદ પમાડનાર એવી જે આપણી આંખથી પ્રત્યક્ષ દેખાતી સત્ય વસ્તુઓ, તે જુઠી? અને આપણાથી અદૃષ્ય વસ્તુ, કે જેને સ્વપ્નમાં પણ આપણે દેખી શકતા નથી, તે ખરી!

**પુરૂષોત્તમ**—હે? સુશિલા? કેમ ભુલી, નજરે જોએલી તમામ બાબત સત્ય છે! આપણે રેલ્વે ગાડીમાં બેઠા હોઇએ છીએ, ત્યારે બાહારનાં ખેતર, ઝાડ, જમીન, વિગેરે દોડતાં આપણી નજરે પડે છે, પણ ખરૂં જોતાં ગાડી દોડે છે, ફુદડી ફરનાર છોકરો ફુદડી ફરી રહ્યા પછી ઉભો રહેછે, ત્યારે તેને ઘર, ઝાડ, અને પાસે ઉભેલાં માણુસો, સરવે ફરતાં લાગે છે, પણ ખરૂં જોતાં, છોકરાનું મગજ ફરી ગએલું છે, તે જેમ ઉલટુ ભાસે છે, તેમ આ અમૃત રૂપ દેખાતો સંસાર, રગેરગ ઝેરથી વ્યાપ્તમાન છે, ઇંદ્રવારણું સુંદર દેખાતુ ફળ, કાપતાં અંદરથી કોયલા નિકળે છે, અમૃતમય દેખાતુ વિષ, પીતાંવાર માણુસના પ્રાણ લે છે, તેમ સંસાર સર્વ ખરેખર નર્કથી ભરેલો છે, તેમાં સત્ય વસ્તુતા માત્ર છે જ નહીં, દુધને જમાવતાં દહીં થાય, દહીંને વલોવતાં માખણુ થાય, અને માખણુને તાવતાં ઘી થાય, પણ છાશને વલોવતાં શું થાય? કંઇ જ નહીં, તેવી રીતે આ મિથ્યા સંસારના સુખોમાં રચ્યા પચ્યા રહેવાથી આખરે નર્કની પ્રાપ્તી થાય છે. અને તેથી મહાત્મા

પુરૂષોએ તેને "**સુન્યસાર**" કહ્યો છે.

## ઠુમરી.

જુઠું જુઠું જીવિત ખરૂ જાણ્યમાં રે, ( ૨ )
જુઠી જનની જુઠી જાયા, જુઠી મોહ ભરેલી માયા;
કાચ કુંપો છે કાયા મમતા, તાણ્યમાં રે. જુઠું જુઠું.
સદાય તે છત કોની છાજી, તે દેખિ શું થઇએ રાજી;
આતસબાજી આશા લાંબી આણ્યમાં રે; જુઠું જુઠું.
ગગને જામ્યો વાદળ ગોટો, પાણીમાં પ્રગટયો પરપોટો;
ખેલ બધો એમ ખોટો મુરખા માણ્યમાં રે, જુઠું જુઠું.
ધીરજ રાખી મનમાં ધારે, ભ્રષ્ટપણું છે તનમાં બારે;
નરક ભર્યું નવ દ્વારે, વપુ વખાણ્યમાં રે. જુઠું જુઠું.
પરખિ લેને પુરૂષ પુરાણિ, જગમાંથી ખુણ જોને જાણી,
પૃથ્વિમાં જેમ પાણિ ઠરે નીચાણુમાં રે; જુઠું જુઠું.

## પદ.

જાણુજે જગત જુઠું રે, હો જીવ જોને (૨)
ભલા ભલા રાણી જાયા, મેળવી વિશેશ માયા; (૨)
કાળે ઝડપી તેની કાયારે, હો જીવ જોને. જાણુજે.
છાયા જેને છત્રે થતી, રૂડી જેની રતિ હતી, (૨)
ગયા એવા ક્રોડપતી રે, હો જીવ જોને; જાણુજે.
માંદા જરા જોતે થતા, હાજર હકીમ હતા. (૨)
નથિ તેના આજ પતારે, હો જીવ જોને, જાણુજે.
જુવાનીમાં જતા જોઇ, રાખી નહીં શક્યા કોઇ (૨)
રણાં સરવે સગાં રોઇ રે, હો જીવ જોને; જાણુજે.
ખમા ખમા મુખ કે'તા, ચાકરો, હાજર રે'તા (૨)
ગયા તેવા સર્વ વેહેતારે, હો જીવ જોને, જાણુજે.

જગતમાં ખુબ જામ્યા, વેર વાળીને વીરામ્યા; (૨)
સઉ તે મરણ પામ્યા રે, હો જીવ જોને. જાણુજે.
જશ લીધો શત્રુ જીતી, વેળા તેની ગઈ વિતી; (૨)
**પરશોતમે** જાતે દીઠી રે, હો જીવ જોને. જાણુજે.

---

## વનમાં પણ વનેખા.

**કમળા**—નેત્ર મણિ ? જ્યારે સર્વ જુઠુ છે, ત્યારે જુઠામાં રહી સત્ય વસ્તુ કેમ મળે? એ તો "**હસવું ને લોટ ફાકવો**" એવું થાય. સ્વાર્થને પરમાર્થ, એ બે કામ શી રીતે બને, માટે પ્રથમ દર્શનીક આપણે, ભવાબ્ધિ તરવા સારૂ, પ્રભુ નામરૂપિ નૌકાની જરૂર છે, તેથી આપણે સંસારી વાસનાઓને ત્યાગી, ઇશ્વિર સ્મરણ માટે અરણ્યમાં જઇ, ફળ ફળાદિકનો આહાર કરી, પ્રભુ રટણમાં કાળ ગુજારીએ, કે જેથી જન્મ મરણનો ફેરો ટળી જઇ આપણો મોક્ષ થાય.

**પુરૂષોત્તમ**—હે સૌભાગ્યવતિ ? ત્હારૂ સમજવુ ઘણું ભુલ ભરેલું છે, કૃપાળુ પ્રભુએ, સ્ત્રી પુરૂષો સંસાર વધારવાના કારણે ઉત્પન્ન કર્યા છે, તેમની ( પ્રભુની ) આજ્ઞા સંસારથી વીરક્ત બની માર સ્મરણ કરો, એવી નથી, તેં ગીતાજીમાં વાંચ્યુ છે કે—

"સંસારસુ સરસો રહે, ને મન મારી પાસ;"
"સંસારને લોપે નહીં, તે જાણ્ય મારો દાસ."

અસહ્ય સંકટો આવતાં, જેનું ચિત્ત ચળાયમાન થતુ નથી, સંસારમાં છતાં, કામ ક્રોધાદિક જેને સતાવતા નથી, ઇંદ્રીઓ જેણે નિયમમાં રાખેલી છે, અને તમામ પ્રકારના

વ્યવહારો કરવા છતાં, જેણે મમત્વપણાનો ત્યાગ કર્યો છે, એવો સંસારી પ્રભુપદને પામેછે, અરણ્યમાં જવાથી ત્યાં પણ, અનેક તરેહની ઉપાધીઓ વળગેછે, તે ઉપર એક ટુંકુ દૃષ્ટાંત કહુ તે સાંભળ.

પુર્વે કાળને વિષે રત્નસાર નગ્રમાં, કોઇ એક જગજીવન નામનો બ્રાહ્મણ સંસારથી ખેદયુક્ત બની, સાધુ વેશે જંગલમાં જઇ, એક પર્ણકુટિકા બાંધી ઉદર નિર્વાહના સાધ્નાર્થે, પાસેના ગામમાંથી ભિક્ષા માગી લાવી, ઈશ્વર સ્મરણમાં પોતાનો કાળ નિર્ગમન કરતો હતો.

એક સમયે યોગવશિષ્ટ નામનું પુસ્તક, પોતાની પાસે હતું, તે ઉંદરે કાપીનાખેલું જોઇ, ઘણો દીલગીર થઇ, ફરી-થી તેવો બનાવ ન બનવા દેવા, એક બિલાડી પાળી, અને કેટલેક વખતે તે બિલાડી વિઆઇ, તેને બચ્ચાં થયાં, તેને દુધ સિવાય બીજી ચીજ ખવરાવાય નહીં, તેથી પોતે ભિક્ષા માગવા જાય, ત્યારે ગામના પટેલ વિગેરેને ઘેરથી, થોડું દુધ માગી લાવી તે બચ્ચાંને પિવરાવતો હતો, કેટલોક કાળ ગુજર્યા બાદ, ગામના શામળદાસ પટેલે, સાધુ પ્રત્યે કહ્યું, કે મહારાજ ? તમારી બિલાડીને, તથા તેનાં બચ્ચાંને દુધ પિવરાવવા માટે એક ગાય અને તે ગાયને, ઘાસ વિ-ગેરે માટે ગામના પાદરમાં ચાર વિઘાંનું મારૂ ચોવાડ ( ખે-તર ) છે, તે હું તમને ધર્માદા આપુંછું, મહારાજે તે ઘણી ખુશીની સાથે સ્વિકાર્યું.

કેટલોક વખત વિત્યાબાદ, સારો વરસાદ વિગેરે થવાથી, ખેતરમાં તુવેર, બાજરી, કપાસ, વિગેરે ઘણું ઉત્તમ થવા લાગ્યું, અને તેથી બે બળદ અને એક ચાકર રાખી, ખે-ડુતની પાસેથી ખુંચાવી લઇ તે ખેતર, પોતાને ઘેર વવરા-વવા માહારાજનું મન લલચાયું, એમ કરતાં ચાકર, મજુરો,

રાખ્યા. ખેતર વાવવાનો વખત આવ્યો, ચાકર મજુરોને રોટલા ઘડી આપવા, ગાયનું દુધ કહાડવા, અને વાસીદુ વિગેરે ભેગુ કરી ખાતર (ઉકરડો) કરવા, એક બાઇડી રાખી, અને કેટલેક વખતે તો, મહારાજ મોટા વસ્તારી થઇ પડયા, માટે હે સ્ત્રી ? અગ્નિ ને માયા, વધી જતાં વાર લાગતી નથી, માટે વનમાં જાવ, કીંવા સંસારમાં રહો, પણ સુખ માત્ર સમજણમાં રહેલું છે.

---

## ગરબી.

વનમાં પણ માયા વળગે રે, સુખ રહ્યું છે સમજણમાં,
સંપતમાં બુદ્ધિ સળગે રે; સુખ.
ગેરૂ પણ બટ્ટો લગાડે રે. સુખ.
પા ઘડી નરકમાં પાડે રે, સુખ.
ચંચળ પણ નરકે ચાલે રે; સુખ.
જડ જમનો મારગ ઝાલે રે. સુખ.
કોઇ પંડિત પાપી પુરા રે; સુખ.
કોઇ મુરખ છળમાં, શુરા રે, સુખ.
કોઇ ઘરબારી ધોઝારા રે; સુખ.
કોઇ ભેખ સરપના ભારા રે. સુખ.



# સત્સંગ વિચાર ( રાત્રી બીજી )

## સંસારીને પ્રભુ મળ્યા છે.

**કમળા**—સ્વામીનાથ ? જ્યારે આમ છે, ત્યારે તો બિચારા સંસારીઓની પુરી ફજેતી, તેમનો લક્ષ ચોરાશીનો આવાગમન ફેરો ટળવાનોએ નહીં, ને તેમને પ્રભુ મળવાનાએ નહીં, કુવાના રેંટની માફક ફર્યા કરવાના, તેમને તરવાનો અને પરમાત્માના દર્શન ( મોક્ષ ) થવાનો વારો ક્યારે આવવાનો ?

**પુરૂષોત્તમ**—હે તારૂણી ? ખરૂં જોતાં તો સંસારી ઉત્તમ છે, અને જો ગૃહસ્થાશ્રમના નિયમો સારી પેઠે સમજી, સંસારમાં રહે તો, જરૂર તે પુરૂષ અથવા સ્ત્રી જીવન્મુક્તનું સુખ અનુભવે એમાં શક નથી, ચાર વેદ, ખટશાસ્ત્ર, અને અઢાર પુરાણ, એ બધામાં ફલાણા ત્યાગીને પ્રભુ મળ્યા, અને તેનો મોક્ષ થયો, એમ તારા વાંચવામાં આવ્યું છે ? એકેમાં નથી, સંસારીનેજ પ્રભુ મળ્યા છે.

### રાગ—સિંધુ.

સંસારીને શું ? પ્રત્યક્ષ પ્રભુ નથિ મળીઆ ?
મળીઆ છે જે શુ, તેનાં લખાયાં કાગળિયાં,
**હરિશ્ચન્દ્રે** પ્રત્યક્ષ દીઠા, દીઠા રાજા કરણે;
**વિદુરજીને** દરશન દીધાં, જે પોતાને શરણે રે. સંસારી.
**પ્રેલ્હાદજીને સુધન્વા** તે, શુભ હતા સંસારી.
તે સૌને દરશન દીધાં છે, લ્યોને વાત વિચારી રે, સંસારી.
**મોરૂધ્વજને સગાળશાને**, દર્શન દીધાં સ્વામિ;
**નરસઇ** મહેતાને મળિઆછે, પ્રત્યક્ષ અંતરજામી રે. સંસારી.

એવા એવા ઘણાક જનને, મળિઆ છે **મોરારી,**
**જનક વિદેહી** મ્હા ગ્નાનિ તે, પણ હતો સંસારી રે;સંસારી.
સંસાર ત્યાગે મોક્ષ મળે તો, સંસારને સૌ છાંડે.
**રામ** સરીખા જગ સ્વામી, સિતા શુ ઘર ના માંડે રે, સંસારી.
**પાંન્ડવ** સતિઆ તે સંસારી, **નળ** રાજા પણ તેવો;
**કૃષ્ણ બળદેવ અકરૂડ ઉદ્ધવ,** તે સૌનો સાર લેવોરે. સંસારી.
**નંદ વસુદેવ દશરથ** રાજા, જુવો સહુ સંસારી.
તેવા સંસારીની શેવાથી, જનમ્યા મોરારીરે. સંસારી.
રૂષિ લોકો વનમાં રહેતા, પણુ પતિનઓ પાસે;
ત્યાગ કર્યે મુક્તિ મળેતો, સૌ સંસારી નાસેરે. સંસારી,
ઘસ્તી તુલ્ય ત્યાગિને મળિઆ, નથિ જણાતુ કાંઇ
મળ્યા છે સૌ સંસારીને, લેખ પુરાણો માંહીરે. સંસારી.
જો જીવડા હોય સંસારીતો, રજો રૂડિ રીતે.
ધર્મશાળાઓ ધામ દેવનાં, બાંધે પુરણ પ્રિતેરે. સંસારી
પુન્ય કરે પરજીવને પોષે, સંસારી સુખકારી;
વ્યાસ વદે સંવળુ સમજે તો, ઉત્તમ છે સંસારીરે. સંસારી.

---

## માયાનું સ્વરૂપ અને નિયમો.

**કમળા**—સ્વામિનાથ ? મેં એક પુસ્તકમાં વાંચ્યુ છે કે-

### ગરબી.

માયા મોહનની નારીરે, અકલ ગઇ નર કયાં ઉડી;
મુરખ તો કે'છે મારીરે, અકલ ગઇ નર કયાં ઉડી.

---

પ્રભુની જે માયા; કે જેના પ્રાબલ્યથી આખુ જગત

નાના વિધ પ્રપંચોમાં સંપુર્ણ રીતે ફસાઈ રહ્યું છે, અને જેના બંધન વડે બંધાઇને, સંસારીક મિથ્યા પદાર્થોને સત્ય માને છે, તેજ માયા, આત્માને નાના પ્રકારના કર્મ યોગવડે, સંસાર બંધનમાં નાંખી, ઇશ્વરથી વિમુખ કરે છે.

માયા શાક્ષાત ઇશ્વરની અંગભુત શક્તિ હોવાથી, તેમની અંગના (સ્ત્રિ) છે, આ વાકયો ઉપર વિચાર કરતાં તે બંને પરસ્પર વિરૂદ્ધ લાગે છે, તે એવી રીતે કે જો માયા પરમેશ્વરની શક્તિ, અને અંગના છે, તો પછી તેની યોગ્યતા કાંઇ ઓછી ગણાય નહીં, અને જગતના ઉપાદાન કારણ રૂપ હોવાથી, જેમ ઇશ્વર સર્વનો પિતા છે, તેમ માયા તેમની અર્ધાંગના હોવાથી સર્વ જગતની માતા છે, માતા પોતાના સંતાનોને, તેમના પિતાથી વિમુખ કરે, એ કેમ સંભવે ? કેમકે માતાનું હેત તો પિતા કરતાં બાળકો ઉપર વધારે હોય છે, એટલે તેતો તેઓના હીતમાંજ સદા તત્પર રહેવી જોઇએ, છતાં વિપરીત કાર્ય કેમ કરે છે ?

**પુરૂષોત્તમ—હે** શિયળવૃત્તી ? તને ધન્ય છે કે તારો વિચાર આટલો બધો સુક્ષ્મ છે; તારી શંકા સત્ય છે, માયાને ઇશ્વરથી વિમુખ કરનારી માનિએ, તો તે કેવળ વિમુખ વિહારિણી, પુંચ્ચલી ગણાય, પણ માયા તેવી નથી, તું જો કે ભગવાનના ભક્તો જેઓ, તે માયાનાજ વિસ્તારમાં વિચરનારા છે, છતાં હરિની ભક્તિ તેમના અંતઃકરણમાં હોવાથી, તેઓ ભગવાનના સત્વાદી ગુણોનેજ અનુંસરે છે, અર્થાત તેઓ સત્વગુણી, દયાળુ,અને નિત્ય પરોપકારી સ્વભાવના હોયછે, તો પછી ભગવાનની અર્ધાંગનાનું પદ ધરાવનારી, માયામાં, ભગવાનથી વિપરીત ગુણો કેમ હોય ? માટે એ

મહામાયા ઇશ્વરીની નિંધા કરવી, એ અયોગ્ય માણુસનું કાર્યછે, એ માયા શાક્ષાત ઇશ્વરી, ભગવતી, વૈષ્ણુવિ, અને જગન્માતા છે, એ નારાયણી, તથા લક્ષ્મી છે, એ સર્વદા આખા જગતના હીતમાં તત્પર રહેછે, અને એજ પ્રાણીઓને પ્રભુના સન્મુખ કરાવનારી છે, જગતમાં સર્વ પદાર્થોનો સારો અથવાતો નરતો એમ બે રીતે ઉપયોગ થાય છે, માયાના સ્વરૂપને યથાર્થ રીતે જાણીને, તેના સ્વરૂપની યોગ્ય રીતે શેવા કરીએ, તો તે પોતે પરમાત્માની સન્મુખ કરેછે, પરંતુ તેના સ્વરૂપને જાણીએ નહીં અને તેનાથી વિરૂદ્ધ વર્તીએ, તો તે સંસારના અટપટા કર્મ માર્ગોમાં, ગોથાં ખવરાવીને ભગવાનથી વિમુખ કરેછે.

હવે તેની શેવા કરવી, કીંવા તેમ ન કરતાં તેથી વિરૂદ્ધ વર્તવું, તે આ રીતે છે; આ સર્વ જગત પ્રભુની માયારૂપ છે, અર્થાત સર્વ રીતે માયાને આધારેજ રચાયલુ છે, અને તેમાં અવતરેલા ઇશ્વરાંશ જીવો, તેના નિયમોને અનુંસરીનેજ વ્યવહાર કરેછે, જગતમાં પૃથક પૃથક પ્રાણિઓને નિયમાનુસાર, પૃથક પૃથક અનેક કાર્યો કરવાં પડેછે, અને તેવા નિયમો અસંખ્ય છે, તે સર્વનું વર્ણન કરવું સર્વથા અશક્ય છે, માટે તે સર્વમાંથી મુખ્ય, એક સૃષ્ટિનિયમ હું તને કહુંછું.

પ્રથમ સ્ત્રિનીસાથે પુરૂષને, અને પુરૂષનીસાથે સ્ત્રિને, શાસ્ત્રોક્ત વિવાહ વિધીથી; પરસ્પર જોડાયાપછી, ગૃહસ્થાશ્રમના ધર્મમાં વર્તવું પડેછે, અને તેમ વર્તવા માટે પરસ્પરમાં, ધાડો પ્રેમ જડાવાની જરૂરછે, ક્રમે ક્રમે દૃઢ પ્રેમથયો, એટલે સંસાર સરળ, અને સુખદ થઇ પડેછે, પરંતુ મહામાયાની શેવા નહીં કરનારા, તથા. તેનાથી વિરૂદ્ધ વર્તનારા, અર્થાત્ પરમાત્માની માયાના નિયમોનો, ખરો મર્મ નહીં સમજનારા જીવો, પરસ્પર બંધાયલા પ્રેમને સત્ય માર્ગે ન

લગાડતાં, મરતાંસુધી વિષય વાસનાને માર્ગેજ ચોંટાડીરાખે છે, તેથી તેઓ વિમુખ થાય, તેમાં શી નવાઇ ? મહામાયાની શેવાકરીને, તેને પ્રસન્ન રાખનારાઓ, માયાના નિયમોનો મર્મ યથાર્થરીતે સમજી, દંમ્પતીમાં પરસ્પર બંધાયલા પ્રેમનો થોડોક કાળ સંસારીક માર્ગમાં અનુંભવ લેછે, અને તે પ્રેમ સુદ્દઢથયો કે, તત્ક્ષણે ત્યાંથી ખેંચીલઇને જગત્પીતા પરમેશ્વરમાં, તે પ્રેમને દ્દઢરીતે જોડે છે, જે પ્રેમ પ્રેમભક્તિના રૂપમાં લપટાઇજાય છે, અને તે ભક્તિના યોગથી તે હરિના પદને પામે છે, અર્થાત **પરબ્રહ્મ** સન્મુખ થાય છે.

**હે ? હે સ્ત્રી** ? આજનું દ્દઢીકરણ કરનારૂ,એક બીજુ દ્દષ્ટાંત તને કહુંછું, કોઇ એક નાના બાળકને જયારે પ્રથમ નિશાળે ભણવા બેસાડે છે, ત્યારે પ્રથમજ તેને કાંઇ લખતાં, વાંચતાં, આવડતુ નથી, માટે એક પાટીપર એકથી તે દશ સુધીના અંકોના ખરડા કરી આપવામાં આવે છે, આ ખરડા તેની (બાળકની)પાસે ઘુંટાવવામાં આવે છે, ઘુંટતાં ઘુંટતાં થોડા કાળમાં તે હાથે બેસી જાય છે, અને અક્ષરો ધ્યાનમાં ઉતરી જાય છે, એટલે તે ખરડો છોડાવીદઇ, તેને પોતાની મેળે બીજી પાટીપર અક્ષરો લખાવવાનો પ્રારંભ કરવામાં આવે છે, એટલે પુર્વના ખરડાપર તેનો હાથ દ્દઢ થએલો હોવાથી, થોડા સમયમાં અને થોડે શ્રમે, બાળક પોતાની મેળેજ સર્વ અક્ષરો લખી શકે છે, અને આગળ જતાં સારી વિદ્યા સંપાદન કરેછે, પણ જો ખરડો ઘુંટતાં શીખી રહ્યો કે તુરત; તે છોડાવી અક્ષર લખવા ન મંડાવતાં, તેની પાસે ખરડોજ ઘુંટાવ્યા કર્યો હોત તો તે કયાં સુધી ઘુંટત? થોડા દહાડા ઘુંટી થાકીને કંટાળી જાત, ને વિદ્યા સંપાદન કરવાના કાર્યેથી વિમુખ થાત.

એવી રીતે ઇશ્વરની માયા, તે ઇશ્વરીજ છે, અને તેના

નિયમો તે પ્રાણીઓને ડુબાડવાને નહીં, પણ મર્મ સમજે તો તારવાને માટેજ છે, તેના સૃષ્ટિ નિયમો પ્રાણીઓને પ્રભુપદ પામવારૂપ, વિદ્યા સંપાદન કરવાના, આરંભના ખરડા છે, માયાની શેવા કરવી, એ માયાના નિયમનો મર્મ બરાબર સમજી, તે પ્રમાણે ચેતીને ચાલવું એ છે, અને તેમ કરવાથી જરૂર, એ માયા ઇશ્વરની સન્મુખ કરે છે, તેને નિંદવી, અથવા તેનાથી વિરૂદ્ધ વર્તવું એ તેના નિયમોનો મર્મ ન જાણી વિષયમાં લોભાઇને પડયા રહેવું એછે, અને તેમ કરવાથી નિશ્ચે એ માયા પ્રાણીને પ્રભુથી વિમુખ કરેછે.

**કમળા**—અહા ? શું પ્રભુની માયાનો ચમત્કાર છે, ઈશ્વર સ્મરણ કરવાની આવશ્યકતા, સંસાર નહીં છોડવાનાં કારણો, અને પ્રભુની માયાનું સ્વરૂપ તથા તેના નિયમો, હું સારીપેઠે સમજી, અને મારા અંતઃકરણમાં અત્યંત આનંદનો અંકુર પ્રગટ થઇ નવું નવું ભાસે છે, અને હજુ ઘણા પ્રસ્નો પુછવાનું, અને તેનું સ્પષ્ટિકરણ કરવાનું યાદ આવે છે, પણ રાત્રી ઘણી જવાથી હવે કાલે.



# સત્સંગ વિચાર ( રાત્રી ત્રીજી )

## ઇશ્વરનું સ્વરૂપ અને તેના પ્રકાર.

**કમળા**—સુખસિંધુ ! માયાનું સ્વરૂપ અને તેના નિયમો, એ વિગેરે વિવેચક વિષયોનું જ્ઞાન મને થયું, પણ હવે ઇશ્વરનું સ્વરૂપ કેવું હશે; તે ( ઇશ્વર ) શાકાર હશે કે નિરાકાર ? સર્વ વ્યાપક હશે કે ન્યારા ? અને નિરગુણ હશે કે સગુણ ? તે મને સમજાવો !

**પુરૂષોત્તમ—પ્રિયે** ? તું કળિયુગના ક્રુર સમયની ઉછરતી સ્ત્રિ જાતી છતાં, તારામાં આવા સ્વાલો પુછવાનું કે તેનું નિરૂપણ કરવાનું જ્ઞાન ક્યાંથી ? ધન્ય છે તને ? ત્હારા પ્રશ્નોનું સ્પષ્ટિકરણ હું કરછું, તે ધ્યાન રાખીને સાંભળ.

પરમેશ્વરને નિરાકાર પણ કહે છે, તેમ શાકાર પણ કહે છે, તેમાં નિરાકાર એવા હેતુથી કહેછે કે, પંચભુતના આકારથી રહિત, પંચભુત તે શું ? તને ખબર છે ? **કમળા** કહે છે હા. પૃથ્વિ, તેજ, વાયુ, જળ અને આકાશ, એ પંચ મહાભુતનો આ દેહ બનેલો છે, ત્યારે સાંભળ, તે પંચભુતથી ઇશ્વર નિરાકાર છે, ને જ્ઞાન સ્વરૂપે શાકાર છે.

જેવી ખાંડની પુતળી હોય છે, અને તેના હાથ, પગ, મુસ્તક, ચર્ણ અને વર્ણ, જેમ ખાંડનાં હોય છે, તેવી રીતે ઇશ્વરના તમામ અવયવો જ્ઞાનાકાર છે.

આપણને જ્યારે સ્વમ થાયછે, ત્યારે આપણા પોતાના સ્વસ્વરૂપે આપણે બજારમાં જઇએ છીએ, આપણું અંગતો પથારીમાં પડયું હોયછે, છતાં ચર્ણવડે ચાલીએ છીએ, આંખોવડે જોઇએ છીએ, કાનવડે સાંભળીએ છીએ, અને હાથવડે આપવા લેવાનું

કામ કરીએ છીએ, ખોળીયું સાથે નથી છતાં, કીયા અં-ગના અવયવથી આપણે કામ કરીએ છીએ, એ આપણું અવિદ્યા માયાનું સ્વરૂપ છે, અને ઇશ્વરનું વિદ્યા જ્ઞાનાકાર સ્વરૂપ છે; તે ( ઇશ્વર ) જ્ઞાન સ્વરૂપે શાકાર છે એમ નીચેના શ્રુતિ ( વેદના ) પ્રમાણથી સિદ્ધ થાય છે.

**" अपाणि पादो जवनो ग्रहिता "**
**" पश्यत्य चक्षुःसश्रृणोत्य कर्ण "**
**" सर्वेत्ति वेद्यं नचतस्य वेत्ता "**
**" तमाहुरग्र्यं पुरुषं पुराणं "**

**અર્થ**—પરમેશ્વર કેવા છે કે, પગ નથી ને પગે કરીને ચાલે છે, હાથ નથી ને હાથે કરીને ગ્રહણ કરે છે, આંખ નથી ને આંખવડે જુવે છે, કાન નથી ને કાનવડે સાંભળે છે. વળી તે સર્વને જાણે છે, તેને સર્વ જાણી શકતા નથી, તે માયાથી પર છે, ને પુરાણ એટલે અનાદી છે.

પગ નથી ને પગે કરીને ચાલે છે, આનો અર્થ એવો છે કે, પંચભુતની માયાનો જેવો આપણો પગ છે, તેવો તેમનો નથી, જ્ઞાનના ચરણોવડે તે ચાલે છે, ભાૈતીક હસ્ત નથી, જ્ઞાનના હાથવડે તે ગ્રહણ કરે છે, માયાનાં ચક્ષુ નથી, જ્ઞાન ચક્ષુવડે તે જુવે છે, એ વીગેરે સર્વ અવયવ ઇંદ્રિઓ માયાનાં એટલે ભાૈતીક નહીં, પણ જ્ઞાનનાં છે, એવા જ્ઞાન સ્વરૂપે શાકાર, અને પંચભુતથી નિરાકાર તેજોમયિ પરમાત્મા છે.

**" ઇશ્વર શાકાર છે કે નિરાકાર "** તે વિષે હવે તું સમજી? માટે **"ઇશ્વર વ્યાપક છે કે ન્યારા ?** તેનું

નિરૂપણ કરૂંછું તે સાંભળ, વેદશાસ્ત્ર વિગેરે ઘણાં પ્રમાણો પરમેશ્વરને વ્યાપક કહે છે, તેમ ન્યારા પણ કહે છે, તેમાં વ્યાપક એવા હેતુથી કહે છે કે, પરમેશ્વરની જ્ઞાન ગતી વિશ્વમાં વ્યાપક છે, અને સ્વસ્વરૂપે પોતે ન્યારા છે, કોની પેઠે કે જેમ સુર્યનારાયણ, પોતાના પ્રકાશરૂપે જક્તમાં વ્યાપક છે, પણ સ્વસ્વરૂપે તો તે આકાશમાંજ છે. જો ઇશ્વરને સ્વસ્વરૂપે વ્યાપક કહીએ તો, પરમેશ્વર ઘણા થાય? પણ પરમેશ્વર તો એકજ છે, એટલે તે પણ સંભવતું નથી, માટે પરમેશ્વરની જ્ઞાનગતી વિશ્વમાં વ્યાપિ રહી છે, અને તેજ કારણથી પરમેશ્વરને અંતરયામી, સર્વેદા કહેવામાં આવે છે.

**કમળા**—વ્હાલા? જ્યારે પરમાત્માની જ્ઞાનગતી વિશ્વમાં વ્યાપક છે, તો આપણા દરેકના હૃદયમાં તેમની જ્ઞાનગતિનો પ્રભાવ થતાં, સર્વના અંતઃકરણની વાત કેમ જાણી શકતાં નથી? અથવા તો આપણે અજ્ઞાની કેમ? પરમાત્મારૂપે શા માટે ન થઇએ?

**પુરૂષોતમ—હે સ્ત્રિ?** આપણે કુંડામાં જળ ભરીને જમીનપર મુકી જોઇએ તો, ચંદ્રનું પ્રતિબિંબ તેમાં બંધાય છે, પણ તેમાં ચંદ્ર નથી, તેમ આ પંચભુતના શરીરમાં, પ્રતિબિંબરૂપે પરમાત્માની ગતી રહેલી છે, તેટલાથીજ કાંઈ આત્મા પરમાત્મારૂપ થતો નથી. જેમ ઘરમાં સળગાવેલા દીવાનું ચારે ખંડમાં અજવાળું પડે છે, પણ દીવોતો પોતાના સ્વસ્વરૂપે દીવી ઉપર છે, અને તેની ગતી આખા ઘરમાં વ્યાપક છે, તેવી રીતે પરમાત્માની ગતી વિશ્વમાં વ્યાપક છે, અને સ્વસ્વરૂપે પોતે ન્યારા છે; **હે સ્ત્રિ!** આ વિષયમાં હવે તને શંકા હોય તો બીજી

**કમળા**—હું બરાબર સારીપેઠે સમજી ? હવે ઇશ્વરના નિરગુણ સગુણનું વિવેચન કરો ?

**પુરૂષોતમ**—હે સાધ્વી ! ઇશ્વર નિરગુણ છે કે સગુણ; તે વિષેનું સ્પષ્ટિકરણ કરૂંછું, તે હવે એકચિત્તેથી શ્રવણ કર. એક સાધારણ નાના ગામડાના રાજાની હકીકત જાણવા, આપણને પુષ્કળ પ્રયાસ પડે છે, તો કોટાનકોટિ બ્રહ્માંડનો નાથ; કે જેનાવડે સર્વ જક્ત નિયંત્રાય છે, તેના ઘરની વાત સમજવી ઘણી દુર્લભ છે, જેના ક્રીયમાણનો ઉદય થાય છે, તેનેજ આ વાર્તા ઉપર લક્ષ ચોટે છે.

**" दुर्लभं त्रयमेवैत, देवानुंग्रह हेतुकम "**
**" मनुष्यत्वं मुमुक्षुत्वं, महापुरुष संश्रयः "**

**અર્થ**—મનુષ્ય જન્મ, મોક્ષની ઇચ્છા, અને મહાપુરૂષોનો આશ્રય, એ ત્રણ દુર્લભ છે, જો દેવનો અનુગ્રહ હોય તોજ એ મળે છે.

વેદ વિગેરે બીજાં શાસ્ત્રો, પરમેશ્વરને નિગુર્ણ કહે છે, તેમ સગુણ પણ કહે છે, નિર્ગુણ કહે છે તે એવા હેતુથી કે, સાત્વિક, રાજસ ને તામસ. આ ત્રણ ગુણ માયાના છે, માટે તે માયાના સ્વરૂપમાં સંભવે, પણ જે પરમાત્મા છે તેતો માયાતિત છે, તેમનામાં (ઇશ્વરમાં) એ ગુણો ક્યાંથી હોય ? વળી શ્રૃતિ કહે છે કે **" सत्यज्ञानंतं ब्रह्म "** સત્યને જ્ઞાનરૂપ પરમાત્મામાં, અસત્યને અજ્ઞાનરૂપ નાશવાન માયાના ત્રણ ગુણ તે ક્યાંથી હોય ? અને તેથીજ પરમાત્માને માયાના ત્રણ ગુણથી નિર્ગુણ કહ્યા છે, પરમાત્માને સગુણ એવા હેતુથી કહેવામાં આવે છે કે, **જ્ઞાનગુણ, મોક્ષગુણ** અને એવા માયા રહિત નિર્મળ, **અનંતગુણે** (પુ-

શ્વર ) સગુણ છે; માયાના ત્રણ ગુણથી રહીત, અને જ્ઞા- નના અત્યંત ગુણોએ કરી પરમાત્મા સગુણ છે, તેથી તેમને ( ઇશ્વરને ) સગુણ કહેવામાં આવે છે.

ઇશ્વર સાકાર છે કે નિરાકાર? વ્યાપક છે કે ન્યારા ? અને સગુણ છે કે નિરગુણ ? એ અગત્યના વેદાન્ત વિષ- યનું નિરૂપણ મેં તને કરી બતાવ્યું તે તું સારીપેઠે સમજી હોઇશ ? કંઇપણ શંકા હોયતો કહે ?

**કમળા**—હે સુખસિંધુ ? તમામ બાબતનું નિરૂપણ સ્પષ્ટ અને શંકારહીત થયું છે, તે હું સારીપેઠે સમજી મારા હ્રદયમાં તેને દૃઢ કર્યું છે, હમેશાં રાત્રિના પુષ્કળ ઉજાગરા કરી તનમનને મેહેનત આપવાથી, તમારી તબિએતમાં ફેર- ફાર થશે, માટે હવે શયન કરો ? અધુરી વાર્તા કાલે થશે.



# સતસંગ વિચાર ( રાત્રી ચોથી )

## ઇશ્વરનું કર્તવ્ય.

**કમળા**—હે સ્વામી પરમેશ્વર આ જગતના પ્રાણીઓની માફક અહાર, વ્યવહાર, ( ખાવું, પીવું, બોલવું, હસવું. ) વિગેરે કરતા હશે? અને જો તેમ હોયતો, પરમેશ્વર શું ખાતા હશે? પરમેશ્વર શું કરતા હશે? અને પરમેશ્વર ક્યારે હસતા હશે? તે, મને કૃપા કરીને સમજાવો.

**પુરૂષોત્તમ**—હે સુશિલા? ત્હારા મગજના વિચીત્ર સ્વાલો, અવલોકન કરવાલાયક છે? સાંભળ, યૌવન, ધન, સંપત્તિ. પ્રભુતા, બળ, ઇત્યાદિ વસ્તુની પ્રાપ્તિ થવાથી મનુષ્યને અહંકાર આવે છે, અને તેને વશ થઇ જવાથી પ્રાણિ, દુષ્ટ કર્મો કરવા તરફ વળે છે, તે અહંકારના પ્રભુ ભક્ષણ કર્તા ( ગર્વગંજન ) છે, જો કે સૃષ્ટિના આરંભથી અદ્યાપિ પર્યંત, કોઇનો પણ અહંકાર છાજ્યો નથી, અહંકાર એ ભગવાનનું ભક્ષ છે, તે અહંકાર જેની પાસે વૃદ્ધી પામે છે, તેને ( અહંકારને ) પરમાત્મા તુરત પ્રાશન કરી જાય છે, ( અહંકાર ઉતારીનાંખે છે ) માળી જેમ પોતાની વાડીમાં નિરીક્ષા કર્યા કરે છે, અને તેમ કરતાં જે જે વૃક્ષોપર વધારે ખીલી નિકળેલાં પુષ્પો દૃષ્ટિએ પડે છે, તેને તુરત તોડી તોડી ઉતારી લેછે, તેવીજ રીતે હિરણ્યકશ્યિપુ, રાવણ, શિશુપાલ, બાણાસુર, દુર્યોધન, ઇત્યાદી મહાન ભુપતીઓ અહંકારના મદવડે અત્યંત ફાટી ગયા હતા, તે સર્વેનો ગર્વ ભગવાન ભક્ષ કરી ગયા, તો પછી બીજા સાધારણ મનુષ્યોની તો વાતજ શી કરવી?

સર્વતંત્ર, સ્વતંત્ર, સર્વેશ્વર, જગદાત્મા, આખા બ્રહ્માંડને ક્ષણવારમાં ઇચ્છા માત્રથી પ્રગટ કરીને, પળમાં તેનો લય કરવા શક્તિમાન છે, રાયને રંક, ને રંકને રાય બનાવી દેછે, તરણાનો મેરૂ, ને મેરૂનું તરણું કરે છે, નોકરને શેઠ, ને શેઠને નોકર બનાવે છે, પાળાને પાલખી, ને પાલખીમાં બેસનારને પગે ચલાવે છે. તે ઉપરથી મુસલમાનો એવી કહેવત કહેછે કે "**खुदा पलमें चाहासो करे**" તો હવે પ્રભુ શું કરતા હશે? તે તું તારી મેળેજ સમજી લે? "**પ્રભુ કરે તે કોઇ નવ કરે**" ઇશ્વરનાં કર્તવ્યને અટકાવવા આપણે એકે સાધનોથી સમર્થ થઇ શકીશું નહીં?

**છપય.**

ડાહાપણ નાવે અર્થ, અર્થ નાવે ચતુરાઇ
નહીં અર્થ માબાપ, નહીં ભગિની કે ભાઇ.
અર્થ ન આવે રૂપ, ન આવે સ્ત્રિ પણ તેવી;
નાવે સંચ પ્રપંચ, દેવ દાનવ કે દેવી.
ગ્રહ વાંકા રૂઠયો રામજી, પુરૂ સંકટ આવિ પડે;
તે સમે ધર્મ પોતા તણો, **પુરૂશોતમ** વ્હારે ચડે. ૧
રૂઠયો જ્યારે રામ, સગો નવ કરે સગાઈ,
રૂઠયો જ્યારે રામ, ભગિની કે'શે નહીં ભાઈ;
રૂઠયો જ્યારે રામ, તનુંજ ત્યાગે માબાપે.
રૂઠયો જ્યારે રામ, અકલ સુઝે નહીં આપે,
રૂઠયો જેને શિર રામજી, ઉપાય બીજો નહીં કશો;
તુરત છુટે બંધન થકી, રામ રૂદે હોય જો વસ્યો. ૨
પિતા કહે નહીં પુત્ર, મિત્ર ન કરે મિત્રાઈ;
મામો નહીં ભાણેજ, નહીં સસરો જામાઇ;
નારી ન કહે નાવ, સગાની જાય સગાઇ.

જ્ઞાતિ ન કહે જ્ઞાત, પિત્રી ન કહે પિત્રાઇ;
વળી શત્રુ થાય સગાં સહુ, દેખાડે નહીં દામજી.
**પરશોતમ** સગપણ ગયું, રૂઠયો જ્યારે રામજી. ૩

---

હવે પરમેશ્વર ક્યારે હસેછે ? તેના ઉત્તરમાં કહુછું તે સાંભળ, જીવાત્માની વારંવાર બેવચનીપણાની કુટેવને લીધે, ભગવાનને હસવું આવેછે, તે આ પ્રમાણે છે–જીવ જ્યારે ગર્ભવાસમાં અત્યંત દુઃખ પામે છે, ત્યારે તેમાંથી છુટવા માટે દીન થઇને પરમેશ્વરની પાસે અનેક પ્રકારની પ્રાર્થના કરે છે.

### રાગ પરજ.

સાંભળજો સગા સાચારે, અલબેલા અરજી;
વૃથા નહીં બોલું વાચારે, અલબેલા અરજી.
નરકની પિડયા અઠયાવિ કુંડમાં મેં ન્યાળિ
ગર્ભવાસે તો હદ વાળીરે. અલબેલા. ૧
મટાડો મ્હેર બાની કરીને સંકટ મારૂ;
વ્હાલા નહીં ગુણ વિસારૂરે. અલબેલા. ૨
કથા તમારી, કાન્હા હું સાંભળીશ કરણે;
તિરથાટણ ચાહીશ ચરણેરે. અલબેલા. ૩
નારાયણ તમને, નેહેથી નિરખીશ નેણે;
વળી કીરતન ગાઇશ વેણેરે. અલબેલા. ૪
સ્વામિ તમારા હરિજનની, કરીશ હાથે શેવા;
શિર નામીશ હું શુર દેવારે. અલબેલા. ૫
તથાપિ ત્રિકમ, નાવે પતીજ મ્હારી તમને;
તો જમાન આપુ જમનેરે. અલબેલા. ૬

———(*)———

એવી પ્રાર્થના સાંભળીને, ભક્ત વત્સલ ભગવાન દયા લાવીને, તેને દુઃખમાંથી મુક્ત કરે છે, પરંતુ તે પહેલાં તેની પાસે વચન લેછે કે, હે **જીવ** ? તું વારંવાર આમજ કરતો આવ્યો છે, તોપણ આ વખતે દયા આવવાથી તને છોડુછું, માટે હવે તું સંસારમાં જઇને સન્માર્ગે વર્તજે, કે જેથી **पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननि जठरेशयनम्**નો સમય પ્રાપ્ત થાય નહીં, એ સમે જીવ કહેછે કે હવે હું કદી નીચ કૃત્ય કરીશ નહીં, વળી પ્રભુ કહે છે તું ગૃહસ્થાશ્રમમાં રહી મને ( **પરબ્રહ્મને** ) જાણુવાથી વિમુખ થતો નહીં, પણ ત્યાં ધર્મના માર્ગે ઉપર ચાલજે, મને જાણુવાનો શ્રમ પણ કરજે, ત્યારે જીવ કહે છે, **મહારાજ** ? હું ગમે તે કાળે અને ગમે તે સ્થળે, આપના ધ્યાનમાંથી વિમુખ થઇશ નહીં, ધર્મ માર્ગે વર્તીશ, અને વિવેકથી સંસાર યાત્રા કરીશ; મને કૃપા કરીને છોડો, હું તમારા વિના અન્યને ભજીશ નહિ, તમારોજ થઇને રહીશ; ત્યારે ભગવાન કહે છે ના ભાઇ, તું માત્ર સ્વલ્પ કાળજ મારૂ ધ્યાન ધરજે, એટલે બહુ થયું. **હે મહારાજ** ? આપને ક્ષણુભર પણ ભુલીશ નહીં એમ કબુલ થઇ જીવ ગર્ભમાંથી બહાર આવે છે, કે એ સઘળુ ભુલી જઇને, એમાંનું કશુ કરતો નથી, પણ ઉલટાં પાપ કર્મો કરીને નરકમાં પડે છે, એટલે તે જીવનું બેવચનીપણું જોઇને ભગવાન હસે છે.

**હે સ્ત્રિ** ! તેં જાણ્યું ! ભગવાન શું ખાય છે, ભગવાન શું કરે છે, ને ભગવાન કયારે હસે છે એ તને ખબર પડી.

---

## મનતરંગનું તોફાન.

**કમળા**—કૃપાનાથ? એ બધુ મેં જાણ્યું! પણ મન એવી શું વસ્તુ છે કે, સંસારના મોહમાયિક નાના પ્રકારના ભોગવિલાસોથી, વિમુખ થતુ નથી, તેને નિવૃત્ત કરવાનાં સાધનો મને કૃપા કરીને બતાવો.

**પુરૂષોત્તમ**—હે સત્ધર્મવાળી? મન એ કાંઇ સ્વતઃ સીદ્ધ વસ્તુ નથી, પોતાની પાછળ લાગેલી અર્થાત પોતાના તાબામાં રહેનારી દશે ઇંદ્રીઓ, તે તો ( મન ) કલ્પિત અને જડરૂપ છે, અને આત્મા ( ચૈતન્ય ) ની સત્તાથી તે પ્રકાશે છે, એ, વાસના જો કે મનને થાય છે? તો પણ તેની વાંસે અલીપ્ય ( કશામાં લેપાય નહીં તેવો ) આત્મા પણ ઘસડાય છે, જળમાં જેમ સુર્યનો આભાષ પડે છે, તેથી જળ પ્રકાશી નિકળે છે, પણ સ્વતઃ જળતો જડ રૂપ છે, તેનામાં પ્રકાશવાની સત્તા નથી, તેમ મન પણ જડ છે, તે પોતે કંઇ કરી શકતું નથી; પરંતુ ચેતન આત્માના સંબંધથી નાના પ્રકારના વિચારો કરે છે, પણ સઘળો ભાર આત્માને શીર છે, જો કે મન આત્માની સત્તાથી સ્ફુરે છે, તથાપિ, તેની શક્તિ કંઇ ઓછી નથી, મન એટલું બધુ પ્રબળ છે કે, ઘણા ઘણા યત્ન કર્યાથી, પણ તે વશ થતુ નથી, એ સુક્ષ્મમાં સુક્ષ્મ, અને મોટામાં મોટું છે, એની ગતીનો વેગ અપરંપાર છે, એ ચંચળ છે, અસ્થિર છે, મહા બળવાન છે, દ્દઢ છે, સર્વ ઇંદ્રિઓને મથનાર છે, માટે એને વશ કરવું ઘણુંજ અશકય છે; “**मनए मनुष्याणाम् कारणं बंध मोक्षये**” મન એ મનુષ્યને બંધનના, તથા મોક્ષના કારણરૂપ છે, મન અવિદ્યા છે, મનનો નાશ થાય તો સઘળા પ્રપંચનો નાશ થાય

છે, શુષુપ્તિ અવસ્થામાં મનનો લય થઇ જાય છે, ત્યારે કાંઇપણ રહેતું નથી; એટલા માટે જીવને આ સંસાર મન કલ્પિતજ છે, વાસ્તવિક નથી, જેમ વાદળાંને લાવનાર વાયુ છે, ને વેરીનાંખનાર પણ વાયુ છે, તેમ સંસારરૂપિ બંધનને કાપનાર પણ મન છે, ને તે વિચાર દુર કરાવનાર પણ મન છે.

**હે સ્ત્રિ !** મન એવું કઠોર છે છતાં, સંસારના માયિક પદાર્થથી વિમુખ થવાને સ્હેજ અને સરળ માર્ગ છે તે સાંભળ.

શિયળવૃત્તી ગણાતી. સાધવી વ્યભિચારી માલમ પડતાં, દંમ્પતિઓના પ્રેમમાં વિક્ષેપ પડે છે, બહાદુર અને સદ્‌ગુણિ ગણાતો સચિવ, દગલબાજ અને લાંચીઓ જણાવાથી રાજાની પ્રિતી તેનાપરથી ઓછી થાય છે, વિવેકીને વિનયવંત ગણાતો પુત્ર, કપુત માલમ પડવાથી તેના પિતાની પ્રેમ લાગણી એકાએક ઘટિ જાય છે, અને ઉપરથી દેખાતુ અમૃત જેમાં વિષ સમાયેલું છે, એમ જાણ થતાં તે પીવા તરફ આપણી વ્રત્તિ થતી નથી, તેવીજ રીતે સંસાર અસાર વસ્તુ છે; માત્ર ઉપરથી દેખાતો સત્ય છે, પણ ખરીરીતે તે અસત્યને નાશવંત છે, એમ જ્યારે આપણે પુરી રીતે સમજીએ, ત્યારે તેના (સંસાર) પરની મનોવૃત્તિઓ એની મેળેજ ઓછી થાય છે.

હું કોણ ? ક્યાંથી કેમ આવ્યોછું ! કોની આજ્ઞાઓ પ્રમાણે મારે વર્તવાનું છે, અને મારે ક્યાં જવાનું છે ? મારી આસપાસના પદાર્થો મારા છે, તો તેમને છોડીને કેમ જાય છે, આ દેહ મારા ગયા પાછળ અગ્નિને સ્વાધિન થવાનો છે, તેપણ મારો નથી ? તો આ દેહથી અળગા પદાર્થ અને પ્રાણીઓ મારા શી રીતે ગણાય ? એવા વિચારો હ-

મેશાં કરવાથી, માયિક પદાર્થપરથી, આશક્તિ એની મે- ળેજ ઓછી થઇ પરબ્રહ્મનું જાણપણું થશે.

**હે સ્ત્રિ**! છ, છ, સ્ત્રિઓ સાથે લગ્ન કર્યા છતાં, સંસાર સુખથી વિમુખ થએલા પુરૂષને ઘેર, એંશી વરશે જ્યારે પ્રભુ પુત્ર આપે છે, ત્યારે તેની (પુરૂષની) પ્રેમલક્ષણા પોતાના પુત્રમાં કેવી લાગી રહે છે? તેવી પ્રેમલક્ષણા હમેશાં પરમાત્મા પ્રત્યે રાખવી.

કોઇ પુરૂષ પોતાની વિધવા દીકરી વ્યભિચારી ઉઠવાથી, આબરૂને ખાતર તેને ઘરમાં રાખી, આડે માર્ગે નહી જવા દેવા વિના પ્રેમે તેની મરજી સંપાદન કરવાનાં કાર્યો યોજે છે, અને નિરૂપાયે ઉપરની પ્રિતી બતાવી જેમ તેને નિભાવે છે, તેવીરીતે આપણે નિરૂપાયે સંસાર નિભાવા, ઉપરની પ્રિતીથી દરેક કાર્યો કરવાં, પણ તેમાં તન મન અને ધ- નથી, રચ્યા પચ્યા રહેવું નહી, અર્થાત્, દરેક સંસારી કાર્ય કરવા છતાં તેમાં અભાવ રાખવો, આમ કરવાથી મનના તરંગોનું તોફાન દુર થઈ નીવૃત્તિ થશે. (હવે કાલે)

**કમળા**—અહો! મારૂં ભાગ્ય! આજનો વિષય ઘણો સરસ વર્ણવ્યો છે, જેમ જેમ તમારા નિર્મળ વાક્યોની મારા હૃદયમાં અસર થાય છે, તેમ તેમ મારી બુદ્ધિ શુદ્ધ અને તિક્ષણ થઇ, અત્યાનંદ ઉપજે છે.



# સત્સંગ વિચાર ( રાત્રી પાંચમી. )

## કોઇ કોઇનું નથી.

**કમળા**—હે સુખસિંધુ ? તમે કાલે કહ્યું હતું કે, કોઇ કોઇનું નથી, આ દેહ પણ આપણો નથી, ત્યારે શું તમે મારા નહીં ? હું ન હોઉ તો તમે બીજી સ્ત્રિ પરણીને પણ તમારો સંસાર નિર્વિઘ્ને પાર પાડો, પણ તમે......( અવાચ્ય છે ) નહોતો મારૂં શું ? થાય ! એ કહેવું ઘણું ખેદ યુકત છે.

**પુરૂષોત્તમ**—હે સાધવી ! હું પણ તારો નથી, આપણું ધારેલું શા કામનું ?

**“ अपने मन कछु और हे, श्रीहरिके मन और ”**

**“ प्यारी सु स्वामि कहे, जुठी मनकी दौर ”**

**અર્થઃ**—આપણા મનમાં શું છે ? વળી પ્રભુના મનમાં શું હશે ? હે પ્રિયે ! હું તને કહું છું કે મનની વિકારી દોડ જુઠી છે, અને કોઇ કોઇનું નથી ? કોઇને માટે કોઇ કાંઇ કરી શકતું નથી ? અને કોઇના વિના કોઇ મરી જતુ નથી ? એ વિષે એક દ્દષ્ટાંત કહું તે સાંભળ.

એક સુંદર મનોમય નગરમાં, કોઇ હરિદાસ નામનો વાણિયો રહેતો હતો, તે નિર્ધન અવસ્થામાં હોવાથી, પોતાના કુટુંબનું પોષણ કરવા માટે શેહેરમાં કોથળો ( મરચુ મીઠુ હળધર વીગેરે પરચુરણ ચીજો ) કરીને તેમાંથી જે કાંઇ મળતું તેનાથી ગુજરાન ચલાવતો હતો, તેને બે દીકરા ને એક દીકરી, પોતે અને પોતાની સ્ત્રિ, એ પાંચ

જણુના પોષણુનો આધાર તેના ઉપર હતો, જે તે મહા સંકષ્ટે કરી શકતો હતો, સવારના પહોરમાં નાહી, ધોઇ, ક્ષણુભર ઈશ્વર સ્મરણુ કરીને, તુરત ખભે કોથળો ભેરવતો, અને ત્રિજે પોહોરે ઘેર આવીને ભોજન કરતો હતો. ગામમાં ફરતાં કયાંય દેવ દેવાલયમાં દર્શન કરવા જતો, અને ત્યાં કથા વાર્તા થતી હોય તો ઘડી બે ઘડી ઉભો રહેતો, અને જે કાંઇ સાંભળવામાં આવતું તે પ્રભુ ગુણુનું શ્રવણુ કરીને પાછો પોતાને માર્ગે પડતો હતો. એમ કરતાં કરતાં એક દીવસ, તે ઘેર આવતો હતો તેવામાં તે વિષ્ણુના મંદીરમાં દર્શન કરવા ગયો, ત્યાં દર્શન કરી, સંત પુરૂષ કથા વાંચતા હતા; તે સાંભળવા થોડીકવાર થોભ્યો, કથા પ્રસંગમાં એવું સાંભળવામાં આવ્યું કે ! "**મનુંષ્ય પ્રાણિએ પ્રતિદીન અવશ્ય સત્સંગ કરવો**" એટલું સાંભળી તુરત તો, તે ચાલતો થયો, પણુ એ વાત તેના હૃદયમાં ઠસી ગઇ, તેથી હમેશ થોડો વખત સત્સંગ કરવાનું તેણે દૃઢ કર્યું, બીજા દિવસથી તેણે તેજ મહાત્મા પાસે જવા માંડયું, અને અનેક પ્રકારનાં હિત વચનોનો પોતાના અંતર્ભંડારમાં સંગ્રહ કરવા માંડયો, ઘણુાક દિવસ પર્યંત એમ સત્સંગ કરતાં, તે વૃદ્ધ થયો તેથી, પ્રતિદીન પોતાનાં બૈરાં છોકરાંની વારંવાર ચિંતા કરવા લાગ્યો કે, અરેરે ! હું વૃદ્ધ થવા આવ્યો, છોકરાં મોટાં થયાં છે, તેઓને હજી પરણુાવ્યાંએ નથી, વખતે વચમાં જ મારો કાળ થઇ ગયો તો, તેઓના ગુજરાનને માટે પછવાડે મુકી જવા મારી પાસે કંઇ ધન પણુ નથી, **ઓ પ્રભુ** ! તું એ સર્વેનો બેલી છે ? વિગેરે વિચારોમાં તેનું મન ગુચવાતું ગયું, તેથી સત્સંગમાં કેટલોક અંતરાય પડવા

લાગ્યો, કેટલાક દિવસથી તેની આવી ચર્ચા માલમ પડ-વાથી, તેને પેલા સંત પુરૂષે કહ્યું, હે વણિક ! ત્હારૂ મોં ઉદાસ કેમ માલમ પડે છે? શું, તું હજુ સુધી ત્હારાં બૈરાં છોકરાંમાંજ લપટાઈ રહ્યો છે કે? હવે તારી વૃદ્ધા અવસ્થા થવા આવી તોએ તું, કેમ ચેતતો નથી? એ સાંભળી વણીક બોલ્યો મ્હારાજ શું કરૂ? છોકરાં નાનાં છે, જાતે નિર્ધન છું, આખો દહાડો ટાંટીઆતોડ કરી સાંજે બે આના લાવુંછું, તો છોકરાં ખાવા પામે છે, પછી ચિંત્યા તે કેમ ન થાય? હું હમણાં ઘરબાર છોડી વીરકત થઇ જાઉ, તો એમને પછી ખાવા કોણ આપવાનું હતું? પાકા ઝાડ તળે ભુખે મરે તેવી, મારી લાજાળ સ્ત્રિ છે, અને છોકરાં સાવ નાહાનાં છે, તો પછી એમની શી દશા? હું ન હોઉં તો પછી તે રવડી રવડીને મરે, માટે હે ગુરૂદેવ? તેથીજ મારૂ મન આજકાલ સદા વ્યગ્ર રહે છે, એ સાંભળી સંતે કહ્યું, શું? એ બધા-નું ખાવાનું તું પુરૂ કરે છે? તેઓ શું પોત પોતાના પ્રા-રબ્ધોને કાંઇ ગીરો મુકી આવ્યાં છે? સર્વનો રક્ષક તેજ નિયંતા છે, અને તેજ સૌને પુરૂ પાડે છે; તને જો આ વચન અસત્ય લાગતું હોય તો, તું એક કામ કર, મારા વચનની પરિક્ષા જોવા માટે, તે બધાને મુકીને, તું માત્ર એક મહીનો કોઇ ગામ ગમાંતરે જા, અને એક મહીના પછી આવીને જોજે કે, તેઓની શી દશા થઇ છે! એ સાંભળીને તે પોતાને ઘેર ગયો, બીજે દીવસે સવારમાં બૈરી છોકરાંને કહ્યું કે, આ ગામમાં હવે કોથળામાં કંઇ પેદાશ થતી નથી, કારણ કે ફેરીઆ ઘણા થઇ ગયા છે, વળી તેઓ એક બીજાનો ધંધો તોડવા માટે બહુ સોંઘે ભાવે

ચકરો કરે છે, માટે મારો વિચાર છે કે કોઇ બીજા ગામમાં જઇને હું કોથળો કરીશ, અને ત્યાં જો ફાવી ગયો તો પછી નાની હાટડી પણ માંડીશ. એથી આજે હું કોથળો લઇ બહાર ગામ જાઉંછું. તમે ફીકર કરશો નહીં, પ્રભુ સ્હાય કરશે, થોડાક દીવસમાં હું પાછો આવીશ, એમ સ્ત્રિ પુત્રને આકુ અવળુ સમજાવીને તે પરગામ ચાલ્યો ગયો.

મહાત્માએ તે વાણીઆના ગયા પછી, થોડે દહાડે એક અપરિચિત (વગર ઓળખાણના) માણસના નામે, કાગળ લખીને તેને (વાણીઆને) ઘેર મોકલાવ્યો, તેમાં એવું લખ્યું હતું કે હરિદાસ શેઠ ગામ જતા હતા, ત્યાં રસ્તામાંની ઝાડીમાં તેમને એક વાઘ મળ્યો, તેણે (વાઘે) તેમને મારી ખાધા, શું કરીએ? જે પરમેશ્વરને ગમ્યુ તે ખરૂં આવા સમાચાર મળતાં તેનાં સ્ત્રિ બાળકો બહુ શોકાતુર થયાં, રડયાં, કુટયાં કાણ મોકાણ મંડાઇ, દશા થયા પછી સુતક વિગેર કાઢી, જે કાંઈ બની શકયુ તે ક્રિયા કર્માંતર પણ કરી દીધુ, તેઓની ગરીબ સ્થિતીની તો આખા ગામમાં સૌને ખબર હતી, માટે પોળના તથા ન્યાતના સૌ લોક એકઠા મળ્યા, અને દયા લાવી વિચાર કરવા માંડયો કે, વાણીઓનો અંતરિઆળ ગુજરી ગયો, ને છોકરાં નાહાનાં છે, માટે શું ખાશે? આમ કરૂણા લાવી સૌએ મળી તેમના માટે આઠ દશ મહીના ચાલે, તેટલો દાણો દુણી ભરાવી આપ્યો, ને છોકરાંઓને છુટક છુટક આનો બએ આના રોજ આપવા કરી, દુકાનોપર નોકરી રાખ્યા, આમ થવાથી તેઓ હતાં તે કરતાં પણ વધુ સુખિ અવસ્થામાં આવી ગયાં, ને સુખેથી ખાઇ પીને દહાડા ગુજારવા લાગ્યાં.

આશરે એક દોઢ મહીના પછી, વાણીઓ ગામમાં આવ્યો, ને મંદીરમાં જઇ પ્રથમ ગુરૂને મળ્યો, ગુરૂએ તેને કહ્યું, રાત્રે મોડો છાનો માનો તું તારે ઘેર જજે, ને સઘળી વિગત જોઇ આવજે, હાલમાં અહીંજ બેશ, પછી ગુરૂએ છાના માના એક તેલીઆ રાજાને કંઇ આપવુ કરી, સમજાવીને, તે વાણીઆને ઘેર મોકલ્યો, તેણે જઇ તેની (વાણીઆની) સ્રિને કહ્યું બાઇ? તમારો મરીગએલો ભરથાર આજ રાત્રે અહીં આવશે, તે ભુત થયો છે, માટે તમારા ધણી જેવુંજ બરોબર રૂપ ધરીને અહીં ઘરમાં આવશે, ને કહેશે કે હું તેજ હરિદાસ છું, અને મરીગયો નથી, છતાં તમે તેને ઘરમાં પેસવા દેશો નહીં, ને પત્થરા મારીને હાંકી કાહાડજો, કારણકે એ ભુત જો ઘરમાં પેશી જશે, તો તમો જન્મ પર્યંત દુઃખી થશો, ને અનેક ઉપાયે પણ તે નીકળશે નહીં, આમ સમજાવીને, તેલીઓ રાજા તો વિદાય થયો ને જ્યારે રાત્રી પડી ને સૌ જળ જંપ્યુ, ત્યારે તે વાણિઓ પોતાને ઘેર ગયો, અને બારણાં ઠોકયાં, તેલીયાએ સમજાવી રાખ્યાં હતાં, તેથી છોકરાં ચમકી ઉઠયાં, ને ધડા ધડ તેને પત્થર મારવા લાગ્યાં, વાણિઆએ કહ્યું અલ્યા ભાઇ મોહન, અલ્યા રમણ, કેમ બારણાં ઉઘાડતા નથી? અલી ઓ? (સ્રિને કહે છે) કેમ સાંભળતી નથી? ઉઘાડ? હું કયારનો ખોટી થાઉ છું, એ સાંભળીને તો છોકરાં બારીમાંથી વધારે વધારે પત્થર મારવા મંડયાં, ને કહેવા લાગ્યાં કે, ઓ બા? ઓ જી? પેલો ભુત આવ્યો છે, બારણાં ઉઘાડીશ નહીં, સ્રિએ પણ બારીએ આવી કહ્યું મારા રોયા પ્રેત? શા માટે છોકરાંને ડરાવવા અહીં આવ્યો છે? જા? તારૂં કાળુકર? થુઃ તારી આંખમાં રાઇને મીઠું. હે અંબા? મારી મા?

તમારૂ રખવાળુ છે, તું આ પિટયા ભુતના દાંત પાડજે, એ સાંભળી તે બોલ્યો, અરે ઓ મારી વ્હાલી ? હું મરી ગયો નથી, જીવતો છું! હું તો ગામથીજ આજે ઘેર આવુંછું ! માટે બારણાં ઉઘાડો ! મને દુઃખી શા માટે કરો છો ? તમે મારૂં કહ્યું સાંભળતાં નથી, ને ભ્રમણામાં પડયાં છો, પણ પછી મારા વગર દુઃખી થશો, એટલે તો તેની સ્ત્રિ ગુસ્સો કરીને બોલી, જા ? મારા પિટયા તું જીવતો હતો, તે કરતાં તો હમણાં અમે બહુ સુખિ છિએ ? તારા જીવતા છતાં ખાવાનું પણ તાણ્યું તોષ્યુ મળતુ હતુ, ને આજે તો અમે પેટ ભરીને ખાઇએ છીએ, માટે જા ? અહીંથી જલદી જા ? નહીં તો પત્થરા મારીને માથું ભાગી નાંખીશુ, આ તો તું મરી ગએલો છે, પણ કદાચ જીવતો હોત, તો પણ હવે અમારે તારૂ કંઇ કામ નથી, વાણિઆએ વિચાર કર્યો કે, અરે, આ કેમ થયું હશે ? ગમે તેમ હોય પણ તેઓ સુખિ તો દેખાય છે, માટે લાવને પુછી જોઉં, જો તેઓ એકલાં રહેવા ખુશી હોય તો, મારે માથેથી જંજાળ ઉતરી, આમ વિચારી તે ( વાણિઓ ) બોલ્યો. અલી ? હું તો જીવતોજ છું, પણ તમારે મારા વગર રહેવાની ખુશી છે ? તમે એકલાં રહી શકશો ? સ્ત્રિએ કહ્યું હા, હા, જા મુવા પ્રેત ? ભુત થઇને અમને ફોસલાવવા આવ્યો છે ? જા અહીંથી ? ખબરદાર જો અહીં ફરીથી આવ્યોતો બાળીને ભસ્મ કરાવીશુ, આવાં વેણ સાંભળીને તે તુરત ત્યાંથી પાછો વળ્યો, ને ગુરૂ આગળ આવિને સર્વ વૃત્તાંત નિવેદન કર્યો, ગુરૂએ કહ્યું જોયું, તું કહેતો હતો કે, તેનું પોષણ મારા વગર કોણ કરશે ? પણ હવે ખબર પડી, કોણ કોનું પોષણ કરેછે ? " સર્વકર્ત્તા

**હરતા શ્રી હરીજ છે** " માટે હવે સઘળી લઘુતા મુ-કી દે, અને **પ્રભુ ચરણમાં ચિત્ત લગાડ ?**

આ સર્વ બનાવથી વાણીઆને ખરેખરો ચટકો લાગ્યો, અને તુરત ક્ષણભંગુર સંસારની માયા પરથી મન ઉતારી દઇ, ગુરૂ ઉપદેશને અનુંસરીને જીવન મુક્તનું સુખ અનુ-ભવવા લાગ્યો, એ વખતે તેને નાનક ગુરૂનું કહેલું પદ યાદ આવ્યું.

**પદ.**

જીવિતકો વ્યવહાર, જગતમેં જીવીતકો વ્યવહાર. ટેક.
**માત પિતા ભાઈ સુત બાંધવ**, અરૂ નિજ ઘરકી **નાર.** જગત.
તનસેં પ્રાણ હોત જબ ન્યારે, ટેરત પ્રતી પોકાર. જગત.
આધ ઘડી કોઇ નવ રાખે, ઘરતેં દેત નિકાર; જગત.
મૃગ તૃષ્ણા જ્યો એ જગ રચના, દેખો હૃદય બિચાર, જગત.
જન નાનક એમત સંતનકો, પાંખ્યો તોહે પોકાર. જગત.

( ૨ )

જુઠી દેખી પ્રિત જગતમે, જુઠી દેખી પ્રિત, ટેક.
અપને સુખકુ સબ જગ રોવે, કયા દારા કયા મીત; જગ.
મેરો મેરો સબહી કહત હે, હેતસેં બાંધે ચિત્ત. જગતમેં.
અંત કાળ કોઇ સંગ ન ચાલે, યહિ અચરજ હે રીત, જગ.
મન મુરખ, જીઅજ હુ, ન સમજત, સુખ દે હારે નીત; જગ.
નાનક ભવ જલ પારપરો જબ, ગાઓ હરિકે ગીત. જગ.

**હે સ્ત્રી**—આજનું દઢીકરણ કરનાર, એક બીજુ દષ્ટાં-ત કહુ છું તે સાંભળ.

રત્નસાર નગરીમાં એક ફકીર એવી ટેલ કરતો હતો કે-"**करेगा सो पावेगा खुदा बिन कोई नहीं आगे आवेगा**" **અર્થ**—જેવું કૃત્ય કરીશ, તેવું ફળ મળશે,

પરમેશ્વર વિના તારો કોઈ બેલી નથી, આવી રીતની ટેલ નાંખતાં ઘણોક કાળ વીત્યા પછી, એક દીવસ. **લક્ષ્મીચંદ** શેઠનો દીકરો **રતનચંદ** પોતાની દુકાનપર બેઠેલો છે, તે વખતે આ ફકીરે તે દુકાન નજીક આવી ટેલ નાંખી કે– "**करेगा सो पावेगा खुदा बिन कोई नहीं आगे आवेगा**" આટલુ કહી ફકીર ચાલતો થયો, આ સાંભળી **રતનચંદે** મનમાં વિચાર્યું કે, હું કરોડો પતી છું, લોકોના દોઢા બમણા સાચા જુઠા હીસાબ કરી, વરસે દહાડે દસ વીસ હજાર રૂપિઆ કમાઉછું, ને ઘરનાં બધાં ખાય છે, ત્યારે તે અન્યાયની સજા મને એકલાનેજ થશે? શું તે મારાં સગાં નહીં? આમ વિચાર કરી તે વીશેનો ખુલાસો પુછવા બીજે દીવસે તે (રતનચંદ) ફકીરના મુકામે ગયો.

રતનચંદે કહ્યું **સાંઈ બાપજી?** તમે જે ટેલ નાંખોછો તે વાત ખરી, પણ હું દસ વીસ હજાર રૂપીઆ સાચુ જુ-ઠુ કરી કમાઉછું, મારા ઉપર મારી આખી પેઢીનો આધાર છે, મારાં માબાપ સાઠ સાઠ વરસનાં છે, મારા દાદા દાદી એંશી એંશી વરસનાં છે, ચાર બ્હેનો છે, એક મારી સ્ત્રિ, હું, અને મારો એક દશ વરસનો છોકરો, એ રીતે અગિઆર માણુસો છે, હું કમાઉછું ને તે સર્વે ખાય છે, તો શું હું જે પાપ કરૂં તેનાં ભાગીદાર તે નહીં? **સાંઈ બોલ્યો!** બાઇ? ત્યારે તો તમે તેમને (બધાંને) બહુ જ વ્હાલા હશો? તમારૂં માથું દુઃખે તો તેઓ પ્રાણ આપે એવું હશે, રતનચંદે કહ્યું હા? મારાં દાદા દાદી અને મારી સ્ત્રિતો મારા માટે મરી જાય, એમાં જરાએ શક નહીં, ફકીરે કહ્યું પાપ પુન્ય ભોગવવાનું તેનો ન્યાય અન્યાય ઇ-શ્વરની હજુરમાં છે, પણ ચાલતા વ્યવહારમાં તમે તેને કેટલા વ્હાલા છો, તે તમારે જોવું હોય તો હુ કહું તેટલું

કરો, આજ સાંજે પાંચ વાગે જે વખત તમે પેઢીએથી ઘેર જાવ, તે વખત ઓ મારા બાપરે, પેટમાં ચુંકની આંકડીઓ આવે છે, અને મારો પ્રાણ હમણાં જતો રહેશે, એમ બુમો પાડી રોવા માંડજો, તે વખત હું ત્યાં આવીશ અને તમને પ્રત્યક્ષ દેખાડીશ કે, તમે તે સર્વેને કેટલા વ્હાલા છો? કરી રાખેલા સંકેત પ્રમાણે રતનચંદ શેઠ સાંજે પેઢીએથી આવી, અરે મારા બાપરે, ચુંકની આંકડીઓથી મારો જીવ નિકળી જાય છે, એમ પોકે પોક મુકીને રોવા માંડ્યા, સ્ત્રિ એકદમ પાછલા મેડાગાંથી દીવાનખાનામાં આવી, એ બાકળી ( ઓવારણાં લેતી ) **હાય! હાય!** હું મરી જાઉં મારા **વ્હાલાનાથ**, તમને ઓચીંતું શું થયું, હમણાં જમીને તો પેઢીએ ગયા છો, લ્યો જરા "**પેઈનકીલર**" પીઓ અને પછી સારીરીતે શેક કરૂં, ડૉકટરને બોલાવવા ( ચાકર પ્રત્યે ) અલ્યા **રામલા**? જા. આપણી ગાડી લઇ રૂસ્તમજી ડૉકટરને હમણાંને હમણાં તેડી આવ્ય; દાદી દાદા અને માતા પિતા સઘળાં ભેગાં થઇ, **ઓ મારા દીકરા**? ખમા બાપ તને શું થાય છે? અરે રે અમે અભાગિઆં તારા બદલે અમને આવ્યું હોત તો સારૂ, બ્હેનો આવીને, હું મરૂરે મારા **વ્હાલા ભાઇ** તમને એકદમ શું થયું? આ ધમાધમ અને કોળાહળ થઈ રહ્યું છે, અને પેલો સાંઇ ( ફકીર ) ત્યાં આવી પહોંચ્યો, અને કહેવા લાગ્યો કે તમે બધાં આઘાં ખસો હું એમની ચુંક મટાડુછું, એટલે તો સરવે સાથે બોલી ઉઠયાં, ઓ સાંઇ બાપજી, તમે મટાડો તો તમારા જેવું બીજું કોઇ નહીં, તમેજ ભગવાન, તમે જે કહો તે કરીએ, ફકીર બોલ્યો? હું કહું એટલી ચિજો મંગાવો? ભેંસનું દુધ બશેર, એલાયચી તોલા બે, બદામ નવટાંક, કેશર તોલો એક, અને

સાકર અરધો શેર, એ રીતે લાવી દુધને ઉકાળી સઘળાં ચિજો તેમાં નાંખી, વાડકો ભરી મારી પાસે મુકો? એ પ્રમાણે દુધનો વાડકો તૈયાર કરાવી ફકીરે પેલા રતનચંદના માથે લુગડુ ઢાંકી, (સરવેને દેખાડવા) ફેરવવા માંડયો, સાત વખત ઉતાર્યા પછી, ફુંક મારી નીચે મુકી, સરવેને કહેવા માંડયું કે તમારા છોકરાનો દમ જરા વારમાં નિકળી જશે, તેને સખત ચેટક વળગ્યું છે, પણ એક ઉપાય છે, જો તેનો જીવ બચાવવો હોય તો, આ દુધનો વાડકો કોઇ પી જાય તો તે (તમારો છોકરો) બેઠો થશે, અને પીનાર માણુસ મરી જશે, માટે આ દુધ કોણ પીએ છે? ચાલો જલદી! સરવે કહે દાદાને પીવરાવો, દાદા કહે હું તો પાંચ વરસ કાઢું તો ઠીક, ડોશીને કહો, ડોશી કહે એની મા પીએ, મારે તો ડોસાનું શરીર અડધું રહ્યું, કોણ તેમની સંભાળ લે, આજની વહુઓ બધી ઠીક છે? માને ને બાપને પુછતાં, કહે કે, પેલી એની બાયડી રહી, તેને પાવ, બઇરી કહે ના બાપ? હું ને મારો છોકરો, મારી પાસે હજાર રુપિઆના દાગીના છે, સુખે દહાડા કાઢીશુ? બેહેનોને કહેતાં નામા? અમારાં છોકરાં ને ઘરનાં માણસનો, ઓશિઆળો અવતાર કોણુ ગળાવે, આવી રીતે દરેકને પુછતાં સરવે જણે માથામાં વાગે તેવી ચોખ્ખિ ના કહી, તેથી ફકીરે કહ્યું ત્યારે હું પી જાઉં? તે વખતે સરવે સાથે બોલી ઉઠયાં હા? હા? સાંઇ બાપજી તમે પીયો, તમને બે હજાર રૂપિઆ આપીશુ? ફકીર વાડકો મોંઢે મોંડી ગટગટાવી ગયો, અને રતનચંદને કહ્યું, લે જોયું? છે કોઇ ત્હારૂ? એમ અણી વખતે સર્વ અળગાં થવાનાં, સાચો સગો શ્રી હરિ વિના કોઇ નથી, એ યાદ રાખજે? એમ કહી ફકીર ચાલતો થયો,

હે સ્ત્રિ ? કોઇ કોઇનું નથી. મિથ્યા માયાના મોહ પાસમાં સપડાએલા જીવો મારૂં કરી માને છે, પણ તે સર્વ ફના છે, ઇશ્વર સત્ય છે, તેને શરણે રહેવું, તેની ભક્તિ કરવી, અને ક્ષણે ક્ષણે હરકોઇ કાર્ય કરતાં, તેનું રટણ મુકવું નહીં, એજ આ જીવતરનું ખરૂં સાફલ્ય છે.

**કમળા**—પ્રાણનાથ ? આપે હું સરખી અબળા મુમુક્ષુને જ્ઞાન માર્ગે દોરવા અનહદ તસ્દી લીધી છે તેના માટે હું આપનો ઉપકાર માનુંછું અન્ય વૃત્તાંત હવે કાલે.

---

## સત્સંગ વિચાર ( રાત્રી છઠ્ઠી )

---

### રૂણાનુંબંધ.

**કમળા**—હે સુખસિંધુ ! જ્યારે કોઇ માણસ પોતાના અંતઃકરણનું સંબંધી ગુજરી ગયાની આપણા આગળ અપસોશી કરે છે, ત્યારે આપણે તેનું મન વળાવવા, કહીએ છીએ કે, શું કરીએ ? તમારે ને તેને તેટલોજ રૂણાનું બંધ હશે, તે પુરો થયો એટલે ચાલતું થયું ? ત્યારે રૂણાનુંબંધ એટલે શું ? અને સર્વ સબંધ રૂણાનું બંધથી જોડાતો હશે કે કેમ ? તે કહો ?

**પુરૂષોત્તમ**—હે ધર્મ પત્નિ ? સાંભળ

**" રुणानुंबंधे आवि मळे, सुत वित्त दाराने देह "**
**" लेणुं देणुं पुरु थए, मार्गे पळे तेह "**

**અર્થ**—પુર્વના લેહેણુ દેણુથી સંતતી, પૈસા, સ્ત્રિ, અને દેહ, પ્રાપ્ત થાય છે, અને તેઓના લેહેણુ દેણુનો સંસ્કાર

પુરો થતાં, સર્વ એક પછી એક પોતાના માર્ગે પડે છે. સંસારમાં જન્મેલા પ્રાણીઓને આખા આયુષ્યમાં નિર્વાહાદિક વ્યવહારોના માટે, બીજા અનેક પ્રાણીઓના પ્રસંગમાં આવવું પડે છે, તે વેળાએ તેઓ સાથે જે જે વૃત્તિથી ચાલવામાં આવે, તેવો તેવો પરસ્પર રૂણાનુંબંધ બંધાય છે, રૂણ એટલે "લેહેણુ દેણ" અને તેનાથી થએલું જે બંધન તે રૂણાનુંબંધ, હું જેમ કોઇને મારાં કાર્યમાટે કોઇ જાતનો પરિશ્રમ આપુ, અને પછી તેનો બદલો વાળુ નહીં, તો મારે માથે તેનું રૂણ રહે, ને તેનો બદલો ઇશ્વરી સત્તા મારી પાસે આ દેહે નહીં, તો અન્ય દેહે, પણ અવષ્ય વળાવે, એ પ્રમાણે પ્રત્યેક જીવનું સમજવું, એમાં કોઇની દ્રવ્યની લેહેણા દેણી હોય, કોઇની સુખ દુઃખની લેહેણા દેણી હોય, કોઇની વિદ્યાની, ને કોઇની કોઇ અન્ય કારણની લેહેણા દેણી હોય છે, તો તે પાછી વાળી આપવાને પ્રાણીઓ અનેક જન્મો લઇને, તે નિમીત્તે અનેક સુખ દુઃખ વેડે છે, ને રૂણ પુરૂ થયું કે તુરત, પોત પોતાને માર્ગે પડે છે, અપાર વિસ્તાર વાળા આ વિશ્વમાં, ઇશ્વરી સત્તા એ કાર્ય એવી અદભુત રીતે પુર્ણ કરે છે કે, જેનો પાર કોઇ પામી શકે નહીં, ને તેમાં કીન્ચિત પણ ભુલ આવતી નથી, જેનું કરેલું તેનેજ આપો આપ એ સત્તા અનાયાસે અચુકપણે પળાવે છે, એ વિષે એક દૃષ્ટાંત કહુછું તે સાભળ.

પુર્વે નૌતમ નગરમાં કૃષ્ણદાસ નામનો એક વૈષ્ણવ રહેતો હતો, તેને પતિવ્રતા સ્ત્રિ હતી, ઘરમાં દ્રવ્ય અપાર હતુ, પણ કશી સંતતી નહોતી દ્રવ્યનો વ્યય ધર્મનાં શુભ કાર્યો જેવાં કે વિદ્યાદાન, અને અન્નદાનાદિ તે કરતો હતો,

ઘણોક કાળ ગૃહસ્થાશ્રમ પાળતાં, પુષ્કળદેવની ઉપાસનાના પ્રભાવે તેને એક પુત્ર રત્ન પ્રાપ્ત થયું, આથી તે દંમ્પતી-ઓના સુખનો પાર રહ્યો નહીં, અને હરનીશ આનંદ સા-ગરમાં પુત્રને દેખી રંગ રેલમાં દીવસ નીર્ગમન કરવા લાગ્યાં, પુત્ર બાર વર્ષનો થયો, પુષ્કળ દ્રવ્ય ખર્ચી તેનું લગ્ન કર્યું, અને લગ્ન કર્યા પછી ૭ માસે તેને ક્ષય રોગ થવાથી, ત્રણ વર્ષ પર્યંત પથારી વશ રહી, પોતે પુષ્કળ કષ્ટ વેઠી, બિચારાં વૃદ્ધ દંમ્પતીઓને ( કષ્ટ ) વેઠાવી, સંખ્યા-બંધ દ્રવ્યનો દવા દારૂમાં વ્યય કરાવી, આખરે મરણને શરણ થયો.

**હે સ્ત્રિ !** પુત્ર એજ પોતાનું જીવતર સમજનારા આ કૃષ્ણદાસે, પોતાના પુત્રની આવી દશા જોઇ હશે, તે વખ-તે તેના શા હાલ થયા હશે ? ચિત્ત જેમ પોતાના ભાનના નિર્વાહ માટે સમર્થ છે, તેમ પોતાના મને પારકાના નિ-ર્વાહ માટે કુશળ, એવી માયા, વિભ્રમથી મોહ ઉપજાવી પ્રાણીને ભમાવી મુકે છે, અને એવી રીતે તે મોહથી ભ-માયલા તે વૈશ્ય ઉપર બ્રહ્માંડ તુટી પડ્યુ હશે, અરે ! તેનો આત્મા પોતાના પુત્રની સાથે જ ચાલ્યો ગયો હશે ! પણ ના તેમ નહીં બન્યું ? પુત્રનો પ્રાણ જતાં તુરત તેને મુર્છા આવી ગઇ, ઘણીક મેહેનતે પુષ્કળ આસના વાસના કરીને તેને સાવધ કર્યો, તેની સ્ત્રિએ પોતાના પુત્રનું માથું ખોળામાં લઇ અખંડ અશ્રુ ધારાએ મહા કલ્પાંત કરવા માંડી, વિવિધ પ્રકારે પુત્રના ગુણોને સંભારીને વિલાપ કર-તા તે માત પીતા અને તેની ( પુત્રની ) સ્ત્રિ એ ત્રણેના ચક્ષુઓમાંથી નીર પણ ખુટી પડયાં, ને અશ્રુને ઠેકાણે રક્તની ધારાઓ વહેવામાંડી, ઘણી ઘણી પ્રકારે સર્વ સગાં

સંબંધી વિગેરેએ આસના વાસના કરી, તેમને જરાક શાંન્ત પાડયાં, ને મરનાર પુત્રના શરીરને અગ્નિદાહ કરાવ્યો, તે પછી તે પુત્ર વિયોગથી મહા શોક સાગરમાં પડેલાં, દંમ્પતી અને વિધવા વધુ, એકલાં અટુલાં જેવાં થઇ ગયાં, મોટો સમુદ્ર પણ સુકાઇ જાય, તેવો નીસાસો નાંખતાં અન્ન જળ ત્યાગ કરીને મહા કષ્ટે દીવસ નિર્ગમન કરવા માંડયા, ને આખરે તેમને કશુ નવ સુજતાં શોકમાં ને શોકમાંજ તેમણે દેહનો અંત આણવાનો નિશ્ચય કીધો, ઘણાક કાળ વાંઝીઆપણું ભોગવવા છતાં છેવટે મહા પરિશ્રમે ઇશ્વર કૃપાથી અમુલ્ય પુત્ર રત્ન સાંપડેલું, તે ચાર દીવસના ચાંદરણાની પેઠે સુખનો આભાષ દેખાડીને પાછુ છીનવી લીધું, એ શું રાંસાર મોહીત માત પીતા અને સ્ત્રિના હૃદયને ઓછુ કંપાવનારૂ છે ?

એવામાં એક મહાત્મા ફરતા ફરતા તે નગરમાં આ વૈષ્યને ઘેર આવ્યા, તેમની અર્ઘ પાદ્યાદિકથી પુજા કરીને, વણિક નિસાસા નાંખતો તેમની આગળ બેઠો, ત્યારે રૂષિએ પુછ્યું કે હે વણિક! તું આમ શોક સિંધુમાં ડુબેલા જેવો કેમ દેખાય છે ? હું જાણું છું કે એકના એક પુત્રના મરવાથી શોક થાય, પણ તારા જેવા વિચિક્ષણ વિદ્દીત મનુષ્યો અનિત્ય વસ્તુપર સદાકાળ શોક કરતા નથી, એ અવિદ્દીતનું કાર્ય છે, આ સંસારમાં કોઇ કોઇનું નથી, કોણ કોનો બાપ, અને કોણ કોનો પુત્ર છે! પોત પોતાના રૂણાનું બંધે સૌ ભેગુ મળે છે, ને નિમિત્ત કર્મ પુરૂ થએ પોત પોતાને માર્ગે પડે છે, તેમાં હર્ષ કે શોક શા માટે કરવો, આપણો દેહ આત્માની સાથે હમેશાં દઢ સંગંધ ધરાવે છે, તેને પણ મુકીને આત્મા ચાલ્યો જાય છે, ને આટલા બધા

દિવસ સુધી તેની સંગે રહી અનેક પ્રકારનાં સુખ ભોગવ્યાં તેની કશી દરકાર કરતો નથી; તો પછી બીજાની શી વાત? જો એ પુત્ર ત્હારો હતો, તો તું પહેલો વાંઝીઓ કહેવાતો હતો, તે વખતે તે ક્યાં ગયો હતો? અને અત્યારે તને મુકીને તે કેમ ગયો? કેમ કે જે પોતાનું છે તે તો સદા પોતાની સંગેજ રહે છે, પોતાને મુકી એક ડગલુ પણ તે ક્યાંઇ દુર જતુ નથી, આ દેહને અવતાર ધારણ કરાવનારાં પ્રારબ્ધો પણ પોતાનાં નથી, કેમકે તેઓ પણ ભોગવાઇ રહ્યા પછી સમુળાં નાશ થઈ જાય છે, માટે પોતાનો કહેવા યોગ્ય તો આત્માને આત્માજ છે, કે જે સર્વદા અખંડ, નિર્વિકાર, અને અવિનાશી છે, તું પુત્ર શોકનો સર્વથા ત્યાગ કરી સાવધ થા, ને પુરણબ્રહ્મ પરમાત્મા કે જે અનિત્ય સાશ્વત, અખંડ, અને પુર્ણાનંદ રૂપ છે, તેની સાથે દૃઢ પ્રિતી કર, કારણ કે તેજ માત્ર તારો પોતાનો કહેવા યોગ્ય અને સદાનો સંગે રહેનારો છે, એ પ્રમાણે તે મહાત્માએ અનેક પ્રકારે તેને સદ્બોધ કર્યો, તો પણ તે વણીકનું મન પુર્ણ રીતે શાંન્ત થએલું તેમને લાગ્યું નહીં, તેથી મહાત્માએ વિચાર્યું કે આ કઠોર હૃદયના પુરૂષને પ્રત્યક્ષ બતાવ્યા સિવાય અસર થશે નહીં, એમ વિચારી પોતાની માયિક વિદ્યા દેખાડવા માંડી, અને એકાએક તે ત્રણે જણની નજરમાં પોતાનું મકાન, બેઠક, અને બગીચો, સર્વે અદ્રશ્ય થઈ ગયાં, અને એક તેજનો અંબાર તેમના સામે ખડો થયો, આ તેજ પુંજમાંથી અંજાઇ જઇ, તેઓ આંખો મીચી દઇ ફરી ઉઘાડવા જાય છે, તેટલામાં તો એક અત્યંત સુંદર નગર તેઓના જોવામાં આવ્યું તેનો દેખાવ, તેનો વિસ્તાર, તેની અંદરનાં સુવર્ણમય અને રત્ન જડીત અવર્ણનિય શોભાવાળાં સુંદર મંદીરો, તેમાં

આનંદ ભેર ફરતાં દીવ્ય સ્વરૂપવાન તેજસ્વિ, નવયૌવન સ્ત્રિ પુરૂષો, ત્યાંના રાજાની ભવ્ય રાજ સભા, તેમાં વિરાજનારા મહાન દેવર્ષિઓ, દેવતાઓ સરખા વિરપુરૂષો, વિગેરે અનેક પ્રકારના વૈભવ નિરખીને શું ? આ ઇંદ્રપુરી જ હશે કે ? આમ વિચાર કરે છે એટલામાં તો એક મહાન તેજસ્વિ મંદીરમાં, રત્ન જડીત હીંડોળા ખાટપર એક અતી સુંદર મોહીની સ્વરૂપ લાવણ્યવતી સુંદરીની સાથે બેઠેલા આનંદમાં વિલાસ કરતા દિવ્ય શણુગાર ધારણ કરેલા પુરૂષને કૃષ્ણદાસે જોયો, તેને ધારી ધારીને જોયો તો, તે પોતાનો મર્ણ પામેલો પુત્ર હતો, તે જોઇ કૃષ્ણદાસ પરમ આનંદમાં ગાંડો થઇ બોલી ઉઠયો કે અહો ? મારા પ્રિય પુત્ર તું આવાં અનુંપમ અને અલભ્ય સ્થાનને વિષે કેવી રીતે આવી બેઠો છે ! શું તને તારાં વિયોગી માત પિતા, અને સ્ત્રિનું સ્મરણ થતુ નથી ! એ સાંભળીને પેલા વિલાસી પુરૂષે પ્રત્યુત્તર દીધો કે હે વણિક ! પુત્ર કોને કહે છે ? હું તો પુર્વનો હરિદાસ નામનો ઝવેરીછું, સાત હજાર મોહોરો તમારે ત્યાં થાપણુ તરિકે મુકી, હું દેશાવર વ્યાપારાર્થે ગયો હતો, ત્યાં અરણ્યમાં જંગલી પશુઓએ મને મારી નાંખવાથી, મારૂ રૂણુ લેવાને તમારે ત્યાં અવતર્યો હતો, અત્ર પુત્ર કોણુ, ને પિતા કોણુ ? અત્ર તો પિતા અપિતા છે, માતા અમાતા છે, લોક અલોક છે, દેવ-અદેવ છે, બ્રાહ્મણુ ક્ષત્રી વૈષ્ય ને શુદ્ર એમાંનું અત્ર કંઇ નથી સ્ત્રિ કહે છે સ્વામીનાથ ! પાણીગ્રહણુ સંસ્કાર વખતે મારા જીવનથી જડીત્ર થવા, તમે બંધાએલા, તે આવા કઠોર થઇ હું અબળાને ત્યજી અત્રે વિલાસમાં પડયા છો, શું ! આવું તમને ઘટે છે ? હે બાળા ! કોણુ કોનો સ્વામિ ? અને કોણુ કોની સ્ત્રિ ! તું તો પુર્વની

મારી ઘોડી છે, સાત હજાર મોહોરોની થાપણ કૃષ્ણદાસને ત્યાં મુકી, હું તારી પીઠપર બેશી વ્યાપારાર્થે વિદેશ જવાના ઝાડીવાળા પ્રદેશમાં થઇને જતો હતો ત્યાં નાહાર વરૂ રીંછ વીગેરે મારી પાછળ પડયાથી, તું મને તારી પીઠપરથી નીચે નાંખી દઇ, દોડતી કૃષ્ણદાસ વણિકને ઘેર જઈ તું રહી, અને મને જંગલી પશુએ ફાડી ખાધો તે રૂણાનુંબંધ ( વૈર ) તોડવાને સારૂ હું તને પરણ્યો હતો, અત્રે સ્વામી કોણ ? અને સ્ત્રિ કોણ ? અત્રે સર્વ અભેદમય છે, તમે સર્વ વિનાશી સંસારની મોહીની મુકી દઇને બ્રહ્માનંદ જેવા અખંડ સુખની ઇચ્છા કરો, આટલી વાત ચિત થઇ એટલામાં તો તે સઘળો દેખાવ લય પામી, પોતાનું ઘર, બેઠક, બગીચો, અને મહર્ષિ નજરે પડયા, કૃષ્ણદાસ મહાત્મા પ્રત્યે શાષ્ટાંગ દંડવત કરી ક્ષણભંગુર સંસારની માયાપરથી મન ઉતારી દઇ, ગુરૂ ઉપદેશને અનુસરી જીવન મુક્તનું સુખ અનુભવવા લાગ્યો.

---

## ભાવિ મિથ્યા થતું નથી.

**કમળા**—કૃપાનાથ ? ત્યારે શું એ ભવિષ્ય કોઈથી ટળતુ નહીં હોય ? કોઇ સમર્થ પુરૂષ પણ એને ટાળી ન શકે ?

**પુરૂષોત્તમ**—હે પ્રિયે ? એમ જો ભવિષ્ય ટળી શકતુ હોય તો પછી, જગતમાં મરે કોણ ? કાર્ય કોનું બગડે ? ને દુઃખી કોણ થાય ? સૌ આગળ આગળથી પોતાના ભલાને માટે તજવીજ કરીમુકે, પરંતું હે સ્ત્રિ ? મોટા મોટા ધીરવીર, અને ત્રિકાળ દર્શી પુરૂષોએ પણ, ભવિષ્ય આગળ છક્કડ ખાધી છે, તો આપણે પામરની કોણ

ગતી ? એ ભવિષ્ય ટાળવા સંબંધે એક દૃષ્ટાંત કહુછું તે સાંભળ.

પુર્વકાળને વિષે ઉજ્જેણી નગ્રમાં ત્રિપુરાશંકર નામે મહાત્મા બ્રાહ્મણ રહેતો હતો, તે નિત્ય પોતાનાં સ્નાન સંધ્યા ભગવત સેવા આદીક સત્કર્મોમાં પ્રિતીવાન હતો, પરમ સુખિ હતો, જે કાંઇ અનાયાસે આવિ મળે તેના ઉપરજ સંતુષ્ટ રહેતો, વિક્રમ જેવા પરદુઃખ ભંજન રાજાની પાસે માત્ર એક કલાક ભાગવતની કથા કરવા જતો, એ સિવાય અન્યની યાચના કરતો નહીં, તેની સ્ત્રિ પણ સુશિલા અને પતિવ્રતા હતી, આવી રીતનો પવિત્રગૃહ ધર્મ પાળતાં, પાળતાં, કેટલાક કાળ વીતી ગયા. એવામાં તેની ( બ્રાહ્મણની ) પતીવૃતા સ્ત્રિ સગર્ભા થઇ, પુર્ણ માસ થતાં તેણીએ એક રત્ન સરખા પુત્રનો જન્મ આપ્યો, બ્રાહ્મણે તેના જાત કર્માદી સંસ્કારો કર્યા. શક્તિ પ્રમાણે દાન પુન્ય કર્યું, ને ઉતરતી વયમાં ઘેર પુત્રનું પારણું બંધાયલુ જોઇ તેઓના પરમ આનંદમાં દીવસો નિર્ગમવા માંડયા, ત્રિપુરાશંકર જ્યોતિષ શાસ્ત્ર સારી રીતે જાણતો હતો, તેથી તે પુત્રનું ભવિષ્ય જાણવા સારૂ જન્મ પત્રિકા કરવા માંડી, પુત્રના ગ્રહો એક કરતાં એક ઉત્તમ સ્થાને પડેલા અને વિદ્યા ભવન તથા ભાગ્ય ભવન તો ઘણું ઉંચા પ્રકારનું જાણી, તેને બહુ આનંદ થયો, પરંતુ સૌ પહેલાં આયુષ્યનો નિર્ણય કરવો જોઇએ, કેમકે આયુષ્ય ન હોય તો ઉંચા ગ્રહ અને ઉંચુ ભાગ્ય શા કામનું ? તેણે તેનો નિર્ણય કરવાને ગણિત આરંભ્યુ, તો તેની મતી કુંઠિત થઈ ગઇ ગણિતમાં તત્કાળ શુન્ય આવી, જે જોતાંજ તેમના હૃદયમાં મોટો ધ્રાસકો પડયો, આવો મોટા ભાગ્યવાળો પુત્ર અલ્પાયુષ છે? હર હર આથી મન ખેદ ગ્રસ્ત થતાં તે-

મણે તેનાં ભાગ્ય વિદ્યા આદી તપાસી જોયાં તો, તેમને લાગ્યું કે આ પુત્ર પુર્વનો મારો શત્રુ છે, તે મારૂં મન કકળાવવા સારૂ આવ્યો છે, અને તેના ઉંપનયન (જનોઇ) સમયે શુભ મંડપમાંજ તેનો વ્યાઘ્ર ( વાઘ ) આવી પ્રાણ લેશે; ઇશ્વરેચ્છા ? થનાર હશે તે થશેજ, એમાં આપણું કે કોઇનું ચાલે તેમ નથી, આવી રીતે મનનું સમાધાન કરી, જ્ઞાની હોવાથી પોતાના મનને વાર્યું, તો પણ તેનું ( બ્રાહ્મણનું ) મોં પડી ગએલું જોઇ, સ્ત્રિએ પુછ્યું, કૃપા-નાથ ? આપ કેમ ઉદાસ દેખાઓછો ? શું સાંપ્રત અથવા ભવિષ્યમાં આપને કોઇ જાતનું દુ:ખ દેખાય છે ? જો તેમ હોય તો આ દાસી પણ આપની સહચારિણી હોવાથી અર્ધની ભાગીદાર છે, માટે તેને જણાવી આપનું દુ:ખ ઓછું કરો, એવાં સ્ત્રિનાં વિનય વચન સાંભળી, બ્રાહ્મણે કહ્યું, હે પતિવ્રતા? આ સંસાર જ આખો દુ:ખ રૂપ છે, તેમાં વળી સાંપ્રતના કે ભવિષ્યના દુ:ખનો પ્રસ્ન શો ? જે કાળે જે બને તે જોવું, અને ભોગવવું. આવી રીતે વાતને દાબવા છતાં સ્ત્રિ ચતુર હોવાથી એમાં કાંઈ તાત્પર્ય છે, એમ સમજીને વારંવાર વિનંતી કરવા લાગી, ત્યારે તેણે કહ્યુ કે ! સત્ધર્મવાળી ? હમણાં તને કહેવાનું કારણ નથી, સમય આવ્યે તારી મેળેજ તું જાણીશ; ત્યારે તે પતિવ્રતા તુરત પોતાની હઠ મુકી દઇ ગૃહ કાર્યમાં પ્રવૃત્ત થઇ, એમ એક પછી એક દીવસો વિતતાં બાળક આઠ વર્ષનો થયો ઉપનયન ( જનોઇ ) સંસ્કારનો સમય નજીક આવ્યો, આ વેળા ત્રિપુરાશંકરને પોતાના પ્રિય પુત્રનું પોતે વર્તેલું ભવિ-ષ્ય તુર્ત સ્મરી આવ્યું, ને લાગલોજ તેના હૃદયમાં ધ્રાસકો પડ્યો, તેને મોટો ક્ષોભ થયો, અને તે દીલગીરીમાંજ,

સમય થવાથી રાજાના દરબારમાં ભાગવતની કથા વાંચવા સારૂ ગયો, વિક્રમ મહા ચતુર વિદ્વાન પરદુઃખ ભંજન અને સામાના મનની વાત જાણવા સુશકત હતો, તે મહાત્માનું ગ્લાનિ પામેલુ મુખ જોઇ બોલ્યો, મહારાજ ? તમારા હૃદયમાં આજે પુર્ણ રીતે દીલગીરીએ પ્રવેશ કરેલો જણાય છે, તમારૂ મુખ અત્યંત અપસોસથી ગ્લાની પામેલુ દેખાય છે, તમારૂ મન કથા કાર્યમાં પાછુ પડતુ જણાય છે, અને તમે ડચકાં ખાઇ ખાઇને કાંઇ ઉંડા વિચારને પુષ્ટિ આપવાને અંતરાય પાડી બોલતા હો, તેવા જણાઓછો, તો તેનું ખરૂં કારણ શું છે ? તે કહો. મહારાજ બોલ્યા રાજાધિરાજ ! પાછલા કાળમાં મને સાંપડેલુ પુત્ર રત્ન જેનાં મેં ભાગ્ય વિદ્યા આયુષ્ય વિગેરે તપાસી જોયાં તો સિદ્ધ થાય છે કે ઉપનયન સંસ્કાર વખતે તે શુભ કાર્યના આરંભ સ્થળે તેનો વ્યાઘ્ર આવીને પ્રાણ લેશે, આથી મારૂ ચિત્ત હમણાં જરા વ્યગ્ર રહે છે, જો કે ભાવિ કોઇ મિથ્યા કરનાર નથી, છતાં માયા મોહીત જીવોને સ્વાર્થના અંગે ક્ષોભ થાય, એ સ્વાભાવિક છે ? આ સાંભળી વિક્રમ બોલ્યો મહારાજ ! તમે તમામ પ્રકારની અપસોસીનો ત્યાગ કરી પુત્રના ઉપનયન સંસ્કારનો એક શુભ દીવસ નક્કી કરો, ભાવિને હું મિથ્યા કરીશ, આમ આશ્વાસન આપી, મહાત્માનું મન શાંન્ત કર્યું ?

કેટલેક વખતે ઠરાવેલો શુભ સમય આવતા દર્મિયાન, રાજાએ બ્રાહ્મણના ઘરની આસ પાસ એક મોટો મજબુત કીલ્લો બનાવી, તેનાપર બાણની પાળ કરી હતી, શેહેરમાં નોકર, ચાકર, મેહેતા, મુત્સદી, સરવે આ શુભ કાર્ય નિરવિઘ્ને પાર પાડવાના કામે લગાડેલા હતા, મહારાજના મ-

કાનને ધોળાવી, રંગાવીઃ વિવીધ જાતનાં વિચિત્ર ચિત્રોથી દેદીપ્યમાન કરી મુક્યુ હતુ, શેહેરમાં સગળે આનંદ આનંદ વર્ત્તાઇ રહ્યો હતો, એટલામાં તો ઠરાવેલો શુભ દીવસ આવ્યો, વિવિધ જાતનાં વાજીત્રોના રણઝણાટથી નગરવાસીઓ આનંદ સાગરમાં ઉછાળા મારી રહ્યા હતા, માતા હરસિદ્ધ અને વીર વૈતાળને રાજાએ બોલાવી, ગુપ્ત ચોકીઓ મુકી હતી, દ્રષ્યમાન ( દેખાતા ) થતા ચોકીપેરાનો કાંઇ સુમાર રહ્યો નહોતો, બપોરના બાર વાગ્યાનો સમય થવા આવ્યો છે, ગ્રહસાંન્તીક કાર્ય સંપુર્ણ થયા બાદ, મહાત્મા ત્રિપુરાશંકર અને તેમનાં ધર્મ પત્નિ પોતાના પુત્રને સાથે લઇ, ઉપવીત ધારણ કરાવવાના શુભ કાર્યમાં બેઠેલાં છે, એટલામાં તો એક કૌતક થયું, આકસ્મિક ભંગ થયો, કુદરતે કોપ ગુજાર્યો ભાવિ મિથ્યા થતુ નથી, દરવાજા પાસે ચિત્રેલો વાઘ સજીવન થઇ, પુત્રને હૃદયના ભાગમાં એક સખત પંઝાનો પ્રહાર કરી, અદ્રસ્ય થયો, લાગેલો ઘા, અસહ્ય હોવાથી, પુત્ર તદન બેશુદ્ધ થઇ પડયો, આખું કુટુંબ તેની આસપાસ વિંટાઇને બેઠું, ને ઉપરાઉપરી ઉપાયો કરવા માંડયા, છતાં પણ તેની આંખ મીચાઇ તે મીચાઇ, અને છેવટે શ્રીહરિ સચ્ચિદાનંદ પરમાત્માનો જય ? એટલું મહા કષ્ટે પોકારતો તેનો અવિછિન્ન આત્મા અનિત્ય દેહને છોડી શ્રી પરમ પ્રભુ પરમાત્માને શરણે ગયો, અહો ! ભાવી પદાર્થ હરકોઇ વાતે બને છેજ, હે સ્ત્રિ ? પુત્રનું મરણ ટાળવા માટે રાજાએ બની શકી તેટલી પેરવી કરી છતાં, આખર શ્રી હરિને ગમતુજ થયું, જો કે દિવસ, રાત્રી, સવાર, સાંજ, ઉન્હાળો, શિયાળો, એમ .ક્રમવાર આવે ને જાય છે, તેમ કાળ અનેક

ક્રિડા કરે છે, અનેકનાં મરણો જોવડાવાય છે, આયુષ્ય પણ ક્ષીણ થાય છે, ગયાને જનારાની ગતી જાણે છે, છતાં આ શાનો અંકુર વ્યવહારીક મનુષ્ય તજી શકતો નથી, એ પણ કાળનીજ ક્રિડા છે.

પ્રિયે ? રાત્રીના બે વાગ્યા છે, સયન સમય થઇ ગયો છે, તેથી હવે અવર વૃત્તાંત કાલે કહીશ.

---

## સત્સંગ વિચાર ( રાત્રી સાતમી )

### સ્થુળ, લીંગ, સુક્ષ્મ, ને વાસના.

**કમળા**—કૃપાનાથ ? પંચીકરણમાં મેં વાંચ્યુ છે કે, લીંગ દેહ, સ્થુળ દેહ, સુક્ષ્મ દેહ, અને વાસના, એ નામો કીયા દેહનાં હશે, અને તે દેહ કીયા પ્રકારે થાય છે, અથવા હોય છે, તે કૃપા કરીને મને સમજાવો.

**પુરૂષોત્તમ**—હે પ્રિયે ? શરીર બે પ્રકારનાં છે, એક સ્થુળ, અને બીજુ સુક્ષ્મ; અથવા લીંગ શરીર, જેને વાસનાદેહ પણ કહે છે, એ સ્થુળદેહ તે બહાર દેખાતું પંચભૌતીક શરીર છે, અને લીંગદેહ આ સ્થુળદેહની અંદર અદ્રસ્યરૂપે રહેલો છે, સ્થુળદેહ અમુક સમએ પડે છે, ( મરે છે ) પણ લીંગદેહ કાંઇ મરતો નથી, અર્થાત તેતો જન્મ જન્માંતર એકને એકજ રહે છે, આવા સ્થુળ દેહો મનુષ્ય, પશુ, જળચર, ઇત્યાદી સર્વના બદલાયા છતાં પણ અંદર રહેલો લીંગદેહ બદલાતો નથી, તે તો તેનો તેજ રહે છે, પ્રારબ્ધ કર્મોનો ભોક્તા તથા અભિમાની પણ તે સુક્ષ્મદેહજ છે, અને એ સુક્ષ્મદેહને લીધે જીવને વારંવાર જન્મ મરણ થયા કરે છે, આ સ્થુ-

ળદેહ બહારથી દેખાવા માત્ર છે ખરો, પણ તેનું મુળ કારણ સુક્ષ્મદેહ છે, ને તેને લીધેજ આ સ્થુળદેહને સગળુ ભાસે છે. તેમ સ્થુળદેહને આશ્રયે પોતે ( સુક્ષ્મદેહ ) હોવાથી; પ્રારબ્ધ કર્મોથી થતાં સુખ દુખો સુક્ષ્મદેહ જાણી શકે છે, એકલા સુક્ષ્મદેહથી પણ કશુ બની શકે તેમ નથી, એતો સ્થુળ, અને સુક્ષ્મ, બંને એકત્ર થાય; ત્યારે જ પ્રારબ્ધ ભોગવી શકે, એક સ્થુળ દેહ પડી ગયો, એટલે પોતાની સાથેનાં પ્રારબ્ધો લઇ, સુક્ષ્મદેહ એક બીજરૂપે બીજો સ્થુળદેહ ધારણ કરે છે, તે પછી પ્રતીદીન વૃદ્ધિગત થાય છે, ત્યારે તે સુખ દુઃખાદિની પરિક્ષા કરનારો થાય છે, પણ સ્થુળદેહ વૃદ્ધિ પામ્યો ન હોય, ત્યાં સુધી એકલા સુક્ષ્મથી કશુ જાણી કે કહી શકાતું નથી, જેમ બાળક ઘોડીઆમાં સુતો સુતો રમકડું હાથમાં લઇ, આનંદ કરે છે, તેને આપણે કહીએ છીએ કે તારી મા મરી ગઇ ત્યારે તે કંઇ પણ ખેદ ન પામતાં આનંદમાં જ રમ્યા કરશે; કેમકે તે વખતે તેને એમાંનું સુખ દુઃખ કંઇ નથી, પણ જ્યારે તે મોટો જુવાન થશે, તે વખત તેને કહ્યું હોય કે તારા ઘરમાં આગ લાગી; ત્યારે તે ભય પામી નાસવા માંડશે, એ સાંભળનાર સુક્ષ્મદેહ બાલ્યાવસ્થામાં પણ તેજ હતો, પણ સ્થુળદેહની સ્હાયતા વિના તે કશુ કરી શકતો નહોતો, લીંગદેહની શક્તીથી એક જળના ટીપાનું શરીર બંધાયુ, ને ધીરે ધીરે તે આવું મોટું થયું, પણ જ્યારે મરણ સમયે સ્થુળદેહમાંથી સુક્ષ્મદેહ આત્મા સાથે ચાલ્યો જાય, ત્યારે પડી રહેલા એકલા સ્થુળ શરીરથી કંઇ પણ બનતુ નથી, જેમ કે માણસ પોતાના કાન ગમે તેટલા બંધ કરશે, તો પણ મોટા

શબ્દોનો કાંઇક ભણકારો તેના સાંભળવામાં આવશે, કેમકે તે સાંભળનાર અંદર સુક્ષ્મદેહ છે, પણ જો તેને કાનનાં છિદ્રજ ન હોય અથવા સ્થુળદેહજ ધારણ ન કર્યો હોય તો સુક્ષ્મ શું સાંભળવાનો હતો? અને સુક્ષ્મ ન છતાં બાકી પડી રહેલો આ સ્થુળ પણ શું સાંભળવાનો હતો? અર્થાત સ્થુળ, અને સુક્ષ્મ, એ બેના સંબંધથી કર્મો ભોગવી શકાય છે.

"**વાસના**" એ લીંગદેહ ને સ્થુળદેહનાં બીજરૂપ છે, તેને વાસનાદેહ એટલા માટે કહે છે કે, સ્થુળ શરીર પડતી વખતે જો મનની વાસના ( ઇચ્છા અભિલાષા ) સંસારના અમુક સુખ કે ભોગ ભોગવવાની રહી જાય છે, તોજ તે સમયે તેની વાસનારૂપે એક લીંગદેહ બંધાય છે, ને પછી જેવી વાસના તેવા સ્થળે તેને ભમવું પડે છે, માટે એ વાસના તેજ પ્રથમ તોડવી જોઇએ, વેદનું વાક્ય છે કે–"**मरणेयामती सागती**" મરણ સમયે જેવી મતી, તેવી તેની ગતી થાય છે, આ સંસાર સર્વ પ્રકારે વાસના મુલક છે, વાસનાને લીધેજ પ્રાણીને વારંવાર મરવું અને અવતરવું પડે છે, જેઓ આ સંસારમાં જીવિત ધરતા છતાં જીવન મુક્ત દશાને પામેલા હોય છે, તેઓને પણ આ સ્થુળદેહ ત્યજતી વખતે, કશામાં વાસના રહી જાય; તો જેવી જેની વાસના તેવો તેને અવતાર ધારણ કરવો પડે છે, માટે પોતાની વાસના કશામાં રહી ન જાય તે સારૂ પ્રથમથી મોહાદિક વિષયોપરથી પ્રેમ ઉતારી, નિવૃત્ત થઇ મરણ સમયે અખંડાનંદ પરમાત્માના સ્વરૂપનું ધ્યાન કરવું.

## નિશ્ચય.

**કમળા**—હે સુખ સિંધુ? આપના જાણવામાં આવ્યું કે અસાર સંસારમાં સારરૂપ તત્વ કંઇ નથી, પણ આ સર્વે દેખાતા પદાર્થો ઉપાધીરૂપ છે, વારંવાર સંસાર સાગરમાં આપણે અટવાઇએ છીએ, આથડીએ છીએ, ને પ્રભુને જાણવાનો નિશ્ચય કરીએ છીએ, છતાં પાછા ભુલાવો ખાઇ ફેરામાં ( લક્ષચોરાશીમાં ) પડાય છે. સંસાર અસાર છે, પણ મનુષ્યનું મન સંકલ્પ વિકલ્પવાળુ હોવાથી, વારે વારે રેંટમાળા પેઠે ફસાઇ પડાય છે, તેમાંથી કેમ નીકળવું? તેના માટે મને સરળ માર્ગ બતાવો!

**પુરૂષોત્તમ**—હે સાધ્વી? શ્રદ્ધા પુર્વક એક દૃઢ નિશ્ચય કરવો, ને તેમાં અડગ રહેવું, જગત મિથ્યા છે, અને તેમાં સુખ દુઃખ ક્ષણે ક્ષણે આવે છે, તેથી અધારતા થવાનાં કારણો મળે છે, પણ જે જીવ પોતાના વૈરાગ્યમાં દૃઢ હોયછે, તેને કંઇ પણ ઉપાધી નડતી નથી, હું તો માત્ર આત્મા છું. અસંગ છું, પરમાત્માને શરણ છું, આવી રીતનો જેને દૃઢ નિશ્ચય છે, તેજ સંતોષિ ને સુખિ છે અને તેજ પરમપદને પામે છે. મરણ કયારે આવી પહોંચશે તેની ખબર નથી માટેજ ક્ષણે ક્ષણે પણ પ્રભુનું સ્મરણ કરવા ચુકવું નહી.

**દોહરો.**

મનમાં મહા પ્રભુ અને, કરમાં રાખે કામ;<br>
હમેશ તે હરિ ભક્ત છે, જગમાં આઠે જામ.

---

## કલ્પિત મોક્ષ સ્વરૂપ દર્શન.

**કમળા**—કૃપાનાથ? તો હવે મારે કેવા સ્વરૂપના પર-

આત્માને મનની કલ્પનામાં કલ્પી, તેનું ધ્યાન કરવું, તેની ભક્તિ કરવી, તેની શેવા કરવી; અને તેને શરણે રહેવું? તે મને સમજાવો.

**પુરૂષોત્તમ**—હે સત્ધર્મવાળી! તું તારા બંને પગની એડીઓને બંને સાથળોના મુળમાં મુકી, સિધ્ધાસન વાળી બેસ, બંને હાથ તારા ઉરૂઓ ઉપર મુકી, દૃષ્ટિ નાશિકાની અણીપર જોડ, મુખ બંધ કર, ને માત્ર નાશિકાથીજ સ્વાસ લે, આ ચિત્તવૃત્તિ સ્થિર કરવાની ક્રિયા છે, અને તેને પ્રાણાયમ કહે છે.

હમેશાં કલ્પિત વસ્તુ માણસની નજર આગળ તાદ્રશ ખડી થાય છે, એ સ્વાભાવિક નિયમ છે, હવે તારા હૃદયની અંદર એક ષોડશ વર્ષના બાળક જેવી પુરૂષાકાર મુર્તિને ખડી કર, અને જેમ જેમ હું તેના સ્વરૂપનું વર્ણન કરતો જાઉં, તેમ તેમ એક ચિત્તે કલ્પનાએ કરી ધારી ધારીને જોજે, અને તેનું ધ્યાન કરજે.

એ સ્વરૂપનું શરીર તેજોમય (દિવ્ય) છતાં, તેનું વર્ણ અષાડ માસમાં ચડી આવતાં જળ ભરેલાં નવિન વાદળ જેવું (ઘનશ્યામ) છે, તેનાં સર્વ અંગ સમાન અતી સકોમળ અને ઘણીજ સુંદર આકૃતિવાળા લલીત લાલીત્યથી ભરપૂર છે, તેના મંગળમય બંને ચરણમાં રત્ન જડિત સુવર્ણનાં નુપુર, અને કટિએ પીત્ત વરણનું અતિ પ્રકાશિત, દિવ્ય પિત્તાંબર ધારણ કરેલુ છે; અને તેનાપર અમુલ્ય રત્નોથી ભુષિત કરેલી કટિમેખલા પેહેરેલી છે, તેની નાભિ અતી ગંભીર, ઉદર સુક્ષ્મ, હૃદય અતી વિશાળ, અને ચઢિઆતુ છતાં, તેનાપર અનેક દિવ્ય મુક્તાફળ તથા મણિઓથી પરોવેલી મધ્ય ભાગમાં સર્વથી શ્રેષ્ટ કૌસ્તુભ નામના મણિના લટકણવાળી માળાઓ વિરાજી રહી છે,

તેના બંને કોમળ બાહુઓમાં સુંદર રત્નો તથા મોતીઓના બાજુબંધ છે, પોંચામાં મોતીની ચોસરી લટોવાળી અતી પ્રકાશિત લીલી મણિઓથી શુશોભિત પોંહોચીયોછે, ખીલેલાં કમળો સરખા સુંદર હસ્તની કોમળ આંગળીઓમાં પહેરેલી રત્ન મુદ્રિકાઓ છે, એ મુર્તિના ચંદ્ર સમાન મુખારવિંદની શોભાનું, અવલોકન કરતાં કદિ પણ તૃપ્તિ થતી નથી, એવું સ્વરૂપ તું હુલ્લાસ મને પ્રેમથી જોયા કરજે જગતમાં સર્વથી સ્વરૂપવાન કામદેવ કહેવાય છે, પણ તેવા અનેક કામ દેવોને પણ લજ્જિત કરે, તેવા એ બાળકના અતી મનોહર સુખરૂપ મંદ મંદ હાસ્ય કરી રહેલા વદનની પરમ અલોકીક શોભાથી કોણ તૃપ્તિ પામે? કોઇ નહીં તેને તું જો, અતી સુદર કંઠ, મનહર હડપચી, સુંદર પ્રવાળાં જેવા અધર, મંદ મંદ હસતાં મુખની અંદરથી દર્શિત થતા દાડિમ્બબીજ જેવા સુંદર દશન, પોપટની ચાંચપેઠે જરાક નમેલી અને જરાક તીક્ષણ એવી નાશિકા, તથા કમળની પાંખડી જેવાં વિશાળ અણિયાળાં અતી કોમળ અને ગુલાબી છાયા વાળાં તેજસ્વિ લોચન, ધનુષ્ય સમામ ભ્રકુટિ, ભવ્ય લલાટ, ઉપડેલુ કપોળ, અને તેનાપર આવિ રહેલા સ્નિગ્ધ કર્ણપર લ્હેકેલા ગુચ્છાદાર આંકડીઆળા કેશ, બંને કર્ણપર આવિ રહેલાં અતિ પ્રકાશિત રત્નોથી ભુષિત. મકરાકૃત કુંડળ, અને મંદ મંદ હસતાં ખંજન પડેલા બંને કોમળ અને પ્રફુલ્લિત ગાલપર પડેલાં તે કુંડળનાં ઝળક ઝળક કરી રહેલાં પ્રતિબિંબ, એ વિગેરે અવર્ણનિય શોભાનું, પરમ સૌંદર્યનું, જે સ્વરૂપ; તેનું તું ભક્તિ, શ્રદ્ધા; અને વિવેકવડે દર્શન કર, એ શ્રીમુખારવિંદના મસ્તકપર મયુર ચંદ્રિકાનો અતિ સુશોભિત મુકુટ તને જણાશે, અને તેની જમણી બાજુએ તેજરવિ મુકતા કુ-

બોનાં ફુમતાં, અને ડાબી બાજુએ મયૂર પિચ્છની વાંકદાર નમણી, કલગીઓને નિરખી, ત્હારાં હૃદય ચક્ષુને આનંદીત કર, એ મહા મંગળ સ્વરૂપ દક્ષિણ ચરણ, વામ ચરણ. આગળ વાળી ( ત્રિભંગીરૂપે ) બંને હસ્તમાં રત્નથી જ- ડેલી તથા મોતીનાં ફુમતાંવાળી વેણું ધારણ કરી, તેનો મનોહર નાદ કરતા તને જણાશે, પછી તે પરમ શાન્ત આનંદઘન મુર્તિને પુર્ણ પ્રેમ ધરી, મનોમય જળવડે પાદ્ય અર્પણ કરી, તેમના ચરણારવિંદને પ્રક્ષાલન કર, તેમને સ્નિગ્ધ વસ્ત્રવડે લોહીને તેપર મનોમય કેશર કસ્તુરી, ઇ- ત્યાદી સુગંધીનો લેપકર, તેપર સુંદર મનોમય દિવ્ય પુષ્પો તુલસી ઇત્યાદિ અર્પણ કર, પછી તે મંગળ સ્વરૂપને મ- નોમય સુવાસિત કમળ પુષ્પની કંઠથી તે ચરણ લગી પોચે તેવી લાંબી વનમાલા અર્પણકર, તેપછી તેમને મ- નોમય ધુપ, દીપ, નાહાના પ્રકારનાં સ્વાદીષ્ટ શ્રેષ્ટ પકવાનો નું નૈવેદ્ય કરી, જળ તાંબુલ ઇત્યાદિક ભાવપુર્વક અર્પણ કર, હવે તાહારા મનરૂપ મોટા પ્રજ્વલીત. દીપકથી તેમનું નિરાજન ( આરતી કર )

## આરતી.

મુળપદ પુરણ બ્રહ્મ, જે જે મુળપદ પુરણ બ્રહ્મ.
અખંડ અંતરયામી, અંખડ અંતરયામી.
અદ્વૈત સર્વોત્તમ, જય જય જય પુરણબ્રહ્મ.
અમર અચળ અવિનાશ, જે જે અમર અચળ અવિનાશ.
પરમાત્મા પરમેશ્વર, પરમાત્મા પરમેશ્વર.
જ્ઞાનગીત જગન્નાથ, જય જય જય પુરણબ્રહ્મ.
ભુતથી નિરાકાર, જય જય ભુતથી નિરાકાર.
જ્ઞાન સ્વરૂપ છો સ્વામિ, જ્ઞાન સ્વરૂપ છો સ્વામિ.

મોક્ષપદ વિશ્વાધાર, જય જય જય પુરણબ્રહ્મ.
ત્રિગુણે નિરગુણ, જય જય ત્રિગુણે નિરગુણ.
સદ્‌જ્ઞાને છો ગુણિ, સદ્‌જ્ઞાને છો ગુણિ.
ગતી વ્યાપક ચો ખુણ, જય જય જય પુરણબ્રહ્મ.
આપ અલગ સત્‌ચિત્, જય જય આપ અલગ સત્‌ચિત્.
અ કરતા છો આદી, અ કરતા છો આદી.
આનંદ માયા તિત, જય જય જય પુરણબ્રહ્મ.
અક્ષગતીત આપ, જય જય અક્ષરાતીત આપ.
તુરિયાતીત તમે છો, તુરિયાતીત તમે છો.
તારણ ટાળણ ત્રિતાપ, જય જય જય પુરણબ્રહ્મ.
મુગ જ્ઞાનદ્રષ્ટિ એક, જય મુગ જ્ઞાનદ્રષ્ટિ એક.
રાખી ઉપાસુ તમને, રાખી ઉપાસુ તમને.
ધ્યાન ધરિ વિસેષ, જય જય જય પુરણબ્રહ્મ.
આરતી કરૂ ઉમંગ, જય જય આરતી કરૂ ઉમંગ.
મુક્ત થવાને માટે, મુક્ત થવાને માટે.
આવા ગમન તન ભંગ, જય જય જય પુરણબ્રહ્મ.
મોક્ષેચ્છુ તમામ, જય જય મોક્ષેચ્છુ તમામ.
ગાશે મોક્ષજ થાશે, ગાશે મોક્ષજ થાશે.
વિનવે વલ્લભરામ, જય જય જય પુરણબ્રહ્મ.

---

આરતી કર્યા પછી તે મંગલ દીપક વડે, ભગવાનના અંગો અંગનું રૂડી રીતે અવલોકન કર, પછી તારા બંને હસ્તની મનોમય અંજલી ( ખોબા ) માં મનોમય મંગળ પુષ્પો ભરી, પછી પુર્ણ પ્રેમથી તેમને વધાવી લે, અને દ્વિહસ્ત જોડી આ પ્રમાણે તેમની સ્તુતિ કર,—હે પરબ્રહ્મ, પરમ તત્વરૂપ, શાન્ત, નિરંજન, સર્વદા પુર્ણ, આનંદઘન,

ચિદ્રુપબ્રહ્મ, હે કૃષ્ણ, હે ગોપાલ, હે ગોવિંદ, હે મુરારિ, હે જગત્કારણ, હે સત્સ્વરૂપ, હે સર્વ લોકાશ્રય, હે ચિત્ત સ્વરૂપ, હે મોક્ષપ્રદ, હે સર્વ વ્યાપિ, હે સચ્ચિદાનંદ, હે પરમાત્મા, હું આપને નમસ્કાર કરૂંછું. પ્રભો? આપ એકલાજ, અશરણના શરણછો, આપજ, જગતના પાલન કર્ત્તા છો, અને આપજ સર્વમાં પ્રકાશો છો, આપ પર થકી પણ પર છો, આપજ નિશ્ચલ અને નિર્વિકલ્પ છો, પ્રાણિ માત્રની ગતીરૂપ. અને પાવનોના પણ પાવન તે આપજ છો, વળી સર્વથી મોટામાં મોટા, અને ઉંચામાં ઉંચા. પદના નિયંતા પણ આપ એકલાજ છો, છતાં રક્ષણોના પણ રક્ષણ રૂપ છો, હે પ્રભો ? હે જીવના શાક્ષી ? હું આપનેજ સમરૂછું, આપનેજ ભજુછું, ને વારંવાર આપનેજ નમસ્કાર કરૂછુ, હે સત્? હે એક ? હે નિરાલંબ ઈશ્વર ! હું સર્વદા સર્વથા કેવળ આપને શરણેછું, મને અન્યથા આશ્રય કે અન્યથા શરણ નથી, આપનેજ વંદુછું, આપનેજ પુજુછું, આપનેજ આરાધુછું, આપનેજ હૃદયમાં ધરૂછું, આપ વિના જગતમાં બીજુ કાંઇ હું જોતી નથી, સર્વત્ર આપ ને આપજ છો, તે આપ મારાં કોટિક પાપો, અપરાધો, સર્વનો નાશ કરી આપના ચરણ કમળને શરણ લ્યો, અને આ જીવને પુર્ણ પ્રેમથી સંમ્પુર્ણ આસ્તાવાળી ભક્તિ આપો ( હે સ્ત્રિ ? હવે સિધ્ધાન છોડી પ્રભુ સ્વરૂપના ચિંત્વનમાં નિદ્રાને સ્વાધિન થા. )

---

## પ્રેમદાનું પિએર ગમન.

**કમળા**—હે સ્વામિન્? આ જગતમાં સર્વ વસ્તુ ભયવાળી છે મેં ભર્તુહરિ નામના એક પુસ્તકમાં શ્લોક વાંચ્યો

છે, જે મને અત્યારે યાદ છે.

**भोगे रोग भयं कुले च्युति भयं वित्ते नृपाला द्भयं**
**मौने दैन्य भयं बले रिपुभयं रुपे जराया भयंम्.**
**शास्त्रे वाद भयं गुणे खल भयं काये कृतान्ता द्भयं**
**सर्वं वस्तु भयान्वितं भुविनृणां वैराग्य मेवा भयम्.**

**અર્થ**—ભોગમાં રોગનો ભય, કુળમાં ભ્રષ્ટ થવાનો ભય, ધનમાં રાજાનો ભય. મૌનમાં દીનતાનો ભય, બળમાં શત્રુનો ભય, રૂપમાં જરાનો ભય, અને કાયામાં કાળનો ભય, એમ સર્વ વસ્તુ મનુષ્યોને જગતમાં ભય વાળી છે. પણ માત્ર એક અભય વૈરાગ્ય છે, એ વૈરાગ્ય ઉત્પન્ન થાય, એવું પરમજ્ઞાન, આપે મને આપ્યું તેથી હું આપનો આભાર માનુ છું.

**" अन्नदाना त्परंनास्ति, विद्यादानं ततोऽधिकं "**
**" अन्नेन क्षणिका तृप्त यांवज्जीवं तुज्ञानया "**

**અર્થ**—બીજા સર્વ દાનો કરતાં અન્નનું દાન, (ભુખ્યાને અન્ન ખવરાવવું તે) સર્વોત્કૃષ્ટ કહેલુ છે, કારણ કે તે દેહને સંતોષ આપનાર પરમ જીવન રૂપ છે, પણ તે કરતાં જ્ઞાનદાન બહુ ફળ આપનારૂ છે. કારણ કે અન્નનું દાનતો અલ્પ તૃપ્તિ કરનારૂ છે, ( એ ખાધેલું અન્ન પચી ગયું એટલે પુનઃ પાછી ભુખ લાગેછે તે વખતે તૃપ્તી કરવાને કંઇ આગળ ખાધેલું અન્ન કામ લાગતુ નથી ) અને જ્ઞાનનું દાન તો મનુષ્યના જીવિતથી તે સ્વર્ગ પર્યંત તેને તૃપ્તિ આપે છે, આ ક્ષણ ભંગુર સંસારમાં અવતરીને આ નાશવંત જીવતરનું પોષણ થઇ શકે, એવી વ્યવહારીક વિદ્યાનું દાન કરનારના બદલો કોઇ રીતે વાળી શકાય તેમ નથી ? તો પછી આપે કોઇ કાળે નાશ પામે નહી

એવા અખંડ સુખથી નિત્ય તૃપ્તિ કરનારી સદ્દવિદ્યા, ( બ્રહ્મવિદ્યા ) પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન કરનારી આપી, એ આપના પ્રૌઢ ઉપકારનો બદલો હું એક આપની રંક દાસી શી રીતે વાળી શકુ ? સ્વામિનાથ ? હવે આપની આજ્ઞા થતી હશે તો, આજ મારા પિએર પ્રત્યે ગમન કરવા મારી ઇચ્છા છે.

**પુરૂષોત્તમ**—વાહ ? વાહ ? ધન્ય છે ત્હારી બુદ્ધિને ? **પ્રિયે** ? તું મોક્ષ તત્વની જીજ્ઞાસુ છે, તારા મનના સંકલ્પ વિકલ્પ ત્યજી દઇ, કોઇ વાતની તને શંકા થાય તે સુખેથી કહે, તું મારી પાસેથી જ્ઞાન પામી ભવ બંધનથી મુકત થઇશ, એવો મારો આશિર્વાદ છે, ભલે સુખેથી ત્હારે પિએર જા. તંન્દુરસ્તીના સમાચાર પત્ર દ્વારાએ આપતી રહેજે, અને જેમ બને તેમ વેળાસર પાછી આવજે, **કમળા** કહે છે, **વ્હાલા** ? શરીર સંપત્તિએ પ્રથમ દર્શનિક છે, માટે નિરોગી હવામાં રહીં તનેે સાચવજો, અને વખતો વખત પત્ર લખી અધીરા અંતઃકરણની દાસીને, આસ્વાસન આપશો, મારી ગેર હાજરીમાં આપને વેઠવી પડતી તસ્દી માટે માફ માગુ છું, વેળાસર આવીશ, પછી ઇશ્વરેચ્છા પ્રબળ ? જેટલો તમારો ને મારો રૂણાનુંબંધ ? ભાવિ મિથ્યા થતુ નથી, એ આપ જાણો છો ? ( જાયછે )

**વાંચનાર** ? આ વખતે બિચારાં ભોળાં અને પ્રેમાળ દંમ્પતીઓને શાની ખબર હોય ? કે થોડા સમયમાં કાચની બરણી સમાન ચોકસ દેખાતુ પાત્ર ફુટી જઈ ફરીને સાંધવાનુંજ નથી. **અહા** ? હે અકળીત કળાના કારણરૂપ પ્રભુ ત્હારી ગતી ગહન છે !

—(૦)—

# કૈલાસવાસિ "કમળા"

**કમળા**—( એક સમએ પોતાની માતા પ્રત્યે ) માતુશ્રી! મને સખત ઉલટી થવાથી માર માથું દુખે છે. મારાં ચક્ષુએ અંધારાં આવે છે, મારા હાથ પગ તદન નિર્માલ્ય થઇ ગયા છે, અને મારા કાળજામાં વિચિત્ર અસહ્ય દરદનો ઉપાડ થવાથી મારા શરીરની નસો માત્ર તણાય છે, અને મને ભાસે છે કે કાળની પુર્ણ ગતીએ મારાપર અસર કરી છે, હવે મારો અમર આત્મા થોડા વખતમાં આ અનિત્ય દેહને છોડી પરમાત્માની હજુર જશે! માતુ? મારા જવાથી શોક કરીશ નહી, હું કોણ? અને તુ કોણ? પુર્વના રૂણાનુબંધે સર્વે ભેગુ થાય છે. અને સમય પુર્ણ થતા પોતાના માર્ગે પડે છે, જો કે તું અપુત્ર છતાં મારા પ્રત્યેના ત્હારા પુર્ણ ભાવની તને લાગણી થાય. પણ એ સર્વ વૃથા છે, માયા મિથ્યા છે. ઈશ્વર સત્ય છે, સંસાર સાગરમાં તરવાને નૌકારૂપ હરિનું સ્મરણ કરી ત્હારી એ દીકરીઓના પ્રેમમાં સુખિ થજે? મારી આશા રાખીશ નહીં, સર્વેને જવાનું છે, અને હું પણ જાઉછું? માતુશ્રી? અને પિતાજી? આપે અસહ્ય સંકષ્ટો વેઠી મને ઉછેરી, મારૂં મન પ્રસંન્ન કરવા જે જે હરકતોને પાત્ર આપ થયા હશો, તેનો યત્ કીન્ચિત બદલો વાળવા હું સમર્થ થઇ શકી નથી, તો એ મારા પ્રૌઢ અપરાધની હું ક્ષમા યાચુછું.

### શાર્દુલ વિક્રિડીત.

ખોયું બાળપણું ખરે રમતમાં સખિઓતણા સંગમાં,
કાલા ખેલ કરીજ કાલ વિતવ્યો આનંદના રંગમાં;
મા બાપે શિખવી મને સુજનતા આભારવાળું હયું,

આવ્યો છે યમદૂત પ્રાણ હરવા, કાંઇન હુંથી થયું. ૧
ઉછેરી પ્રિય **માત** બાળ વયમાં, કોટિ સહી કષ્ટને,
ભીને સુઇ અધિક ભાવ ધરિને, સુકે સુવારી મને;
તે **માતા** તમ સેવનાદી અરથે, કાંઇ ન મેતો કર્યું,
આવ્યો છે યમદૂત પ્રાણ હરવા કાંઈ ન હુંથી થયું. ૨
વિદ્યા દાન દઈ વિવેક શિખવી, પ્યારી ગણી પ્રેમથી,
જે માગ્યુ મુખતે સદૈવ અર્પ્યુ, કીધુ ન કોદિનથી;
તે **બાપા** તમ સેવના નવ થઇ એ રૂણ માથે રહ્યું,
આવ્યો છે યમદૂત પ્રાણ હરવા કાંઇ ન હુંથી થયું. ૩

---

**માતુશ્રી** ? મારા વ્યાધિનો પળે પળે વધારો થતો જાય છે. મને ખાત્રી છે કે મારાથી નહીં જીવાય, તો હવે ( શરમ તજી ) છેવટનાં દર્શનાર્થે મારા સ્વામિને **અમદાવાદ** તાર કરો.

**માતુશ્રી** કહે છે. દીકરી ? પ્રભુ તને સારી કરશે, ગભરાઇશ નહીં, **અમદાવાદ** તાર કર્યોછે તે હમણાં આવશે અને તારા પિતાને પણ શિહોરે માણુસ મોકલ્યુ છે તે પણ આવવાની તૈયારીમાં છે. ધીરજ રાખી દુઃખના દબાણુ માટે પાસુ ફેરવી પ્રભુ સ્મરણ કર.

અમદાવાદ તાર જતાં પુજામાં બેઠેલા **પુરૂષોત્તમે** તાર ઓફીસના સીપાઇએ પોતાનું નામ પુછવાનો સ્વર સાંભળ્યાથી બાહાર આવી ધ્રુજતે હાથે તાર લીધો. કુદરતી હાથ કંપવા મંડયા, ગાલપર પ્રસેવ બિંદુનો શેરડો પડયો, ડાબી આંખ ફરકતી જણાઇ. જરા વિમાસી રહ્યો, તાર સન્મુખ જોઇ રહ્યો. શું મારી પવિત્ર પ્રેમદા ? ભયભિત બિમારીને ભોગ થઇ પડી છે ? હા...અફસોસ ? પણ લાચ્ય, હવે

જલદી મળી તેને આસ્વાસન આપુ ) ( જાય છે )

**પુરૂષોતમ**—( આવેછે પાસે બેસી સ્ત્રિ પ્રત્યે ) વ્હાલી ? ત્હારી અસહ્ય બિમારીના તારથી હું આવ્યોછું, મુઝાઇશ નહીં, ઇશ્વર સ્મરણ કર, માયા મિથ્યા છે, સંસાર અસાર છે, મારા આજ સુધીના સત્સંગનું ફળ હું તને સમર્પુછુ તે તું ગ્રહણ કર, અને સચ્ચિદાનંદ પરમાત્માના આનંદ ઘન સ્વરૂપમાં ત્હારૂ ચિત્ત ચોટાડ, તેજ મોક્ષ દાતા છે, તેજ શાન્તિ આપનાર છે, અને તેજ બેલી છે, માટે અવર સ્થળે ચિત્ત ન રાખતાં "**મરણે યામતી સાગતી**" એ વેદનું વાકય યાદ કરી પરમાત્માના જ્ઞાનસ્વરૂપને નિહાળી આનંદ કર.

**કમળા**—કૃપાનાથ ! મારાં અસંતોષ પ્રાપ્ત કરાવનારાં આચરણો માટે હું આપની ક્ષમા યાચુછું, તમારોને મારો રૂણાનું બંધ હવે પુરો થયો, હું જાણુછું આપજ્ઞાની છો, એટલે વધુ શું કહું ! મારો અપસોસ કરશો નહીં, મારી ખોટ પરમાત્મા બીજી સ્ત્રિથી પુરી પાડશે.—

**પુરૂષોતમ**—પ્રિયે ? ( ગદ્દગદકંઠે ) ત્હારાં આ લોકનાં ( સંસારનાં ) અને પરલોકનાં ( ઇશ્વર સ્મરણનાં ) દરેક કાર્યો માટે હું અત્યંત સંતુષ્ટ છું, અને મારો આશિર્વાદ છે કે ત્હારો મોક્ષ થજ્યો.

**કમળા**—( પોતાનું મન વિવિધ કલ્પનાઓ તથા માયામાં લીપ્ત થતાં તેને ( **મનને** ) શિખામણ દેછે )

**પદ.**

જબરો કાળ ઝપાટોરે, મનતું માન શિખામણ મારી.
વૈદ્ય બોલાવો સૈયદ બોલાવો, કરો ઉકાળો કુટી.
ખુટી તેતો જરૂરજ ખુટી, ખુટીની નહીં બુટી. જબરો.

બાંયશાં બાંદા શિખો સરોદા, તત્વ વિચારો તાજાં.
નાડી ભેદમાં દાહાડી રમો પણ, વળશે ઉંધાં વાજાં. જબરો.
કાશી વાસી અતી ઉદાસી, જંગલવાસી જોગી.
કાળ ઝપટમાં ચપટ થયા કંઇ, ભાત ભાતના ભોગી. જબરો.
જોશ જુવો નિરદોષ ભણીને. કોપ શુકનના કાઢો.
જમ કીંકરનો અજબ ઝપાટો, ગજબ કરી દે ગાઢો. જબરો.
મીઠી વાણી પુરા પુરાણી. જાણી વાતો ઝાઝી.
કાળ કોળીઓ કરી ગયો, કોણ કીતાબવાળા કાજી. જબરો.
સગાં સબંધી રૂવે સ્વારથે, માતા રૂવે જ્યઘેલી.
પિતા રૂવે નિજ લાડકવાઇ, પતિની થઇ પરણેલી. જબરો.
પતંગ દીપકમાંય પડી, નિજ દેહ મોહમાં બાળે.
તે રીતે એ અભાગિ જીવડા, કાળ વૃથા કાં મ ગાળે. જબરો.
મોક્ષ તણો તું માર્ગ પકડને, માયા મિથ્યા મ્હેલી,
" **કમળા** " કહે છે જાઉં સ્વર્ગમાં, રામ હમારો બેલી. જબરો.

---

( આટલું બોલ્યા પછી પરમાત્માના આનંદઘન સ્વરૂપનું અવલોકન કરવા તરફ પોતાના ચિત્તને ચોંટાડી બોલવું બંધ કર્યું, ને સ્વાસ શરૂ થયો, હાથ પગની ચલન વલન શક્તિઓ નાબુદ થઇ, આંખો મીંચાઇ ગઇ, અને છેવટે જોતા જોતામાં શ્રી હરિ સચ્ચિદાનંદ પ્રભુ પરમાત્માનો જય ? એટલું મહા કષ્ટે પોકારતો તેનો અવિછિન્ન આત્મા, અનિત્ય દેહને છોડી શ્રી પરમપ્રભુ પરમાત્માને શરણે ગયો. શ્રી રામ, શ્રી રામ, શ્રી રામ, શ્રી રામ.



## આભાષ.

મ્હારી નવનિત પ્રિયા કમળાએ લખેલું અપૂર્ણું પુસ્તક તેના સ્વર્ગવાસ પછી મને મળ્યું, તેને પુર્ણ કરી, યત કિન્ચિત યાદદાસ્ત તરિકે, અનિવાર્ય દીલગીરીના નિવાર્ણાર્થે અને મ્હારી અનહદ અપસોશીને આસ્વાસન આપવાસારૂ, પુસ્તક છપાવી પ્રસિદ્ધીમાં મુકી એ માર્ગે મારો રોશ ઉતારી, નિરૂપાયે નિવ્રત થાઉછું! અને હવે મારા જીવનથી જડિત થવા, અનહદ સુખની ભાગિદાર અર્ધાંગના રૂપ થનારી કઈ સ્ત્રિ સુભાગિ બનશે! તેની શી ખબર? એ મહદ કાર્યની સફળતા ઇશ્વરાધિન છે. હા? અપસોસ! અકળિત કળાના કારણરૂપ પરમાત્માની ગતી ગહન છે!

——(૦)——

## નેષ્ટ નસિબ વિષે—દીલસોજી.

કરમને શરમ જરા નવ પડી, ભાગ્યની ગતી મને બહુ નડી (૨)
પરણ્યો પ્રેમદા સુકુળ સગુણી, રંભા રતિ સમ જોડી;
રંક ઘરે ના રત્નજ છાજ્યુ, પળમાં દીધી તોડી. કરમને.
એક જતાં આ બીજી થઇ પણ, સુખે ન બેઠો ઠરી, (૨)
સદગુણિ સુપાત્ર શિયળવ્રત, સ્વર્ગપંથ પરવરી; કરમને.
દારા દીલ દરિઆવ દયાળુ, વણસમજ્યુ નહી વદી. (૨)
ન્હાની વયમાં નિપુણ નિવડી, વેણ લોપ્યું નહિ કદિ, કરમને.
લખ્યા લેખ નહીં ટળે કદિ, એ જીવ માયામાં પડે (૨)
જુઠામાંથી સાચુ શોધતાં, એક અર્થ નવ જડે. કરમને.
પરમાત્મા પરમેશ્વર ભજતાં, પાર જગતથી પડે (૨)
પુરૂષોત્તમ કે' પ્રભુ વિમુખ સૌ, અંધારે આથડે. કરમને.

( જય પરમાત્મા )

બંધુઓ! જ્ઞાતિ શુભેચ્છક થવા તમને વિચાર થાય છે? જો થતો હોય તો હર્યો! આ રત્ન સમાન પુસ્તક માટે તાકીદે નામ નોંધાવો! ખરીદો, ખાત્રિ કરો! એક વખત જુવો તો ખરા! "જીવ્યાથી જોયું ભલું"

# तपोधन—धर्म चंद्रोदय

યાને

## તપોધન—પૂરાણ.

ચમત્કારિક રસથી ભરપુર નિતિ ધર્મ અને જ્ઞાન દર્શાવનાર દર્પણ.

परिवर्तीनि संसारे मृतः कोवा न जाय ते ।
सजातो येन जाते नयाति वंशः समुन्नत्तिम् ॥

અર્થ—જન્મ મરણનો ફેરો આ સંસારમાં કોણ ફરતું નથી? સર્વે મનુષ્ય આવે છે અને જાય છે, પરંતુ જેણે પોતાની ગ્નાતિની યથાશક્તિ ઉન્નતિ કરી છે—અને કરે છે તેવા સત પુરૂષોનો જન્મજ સફળ છે, અને તેમના જીવનનેજ ધન્ય છે, બાકીનાના ફેરા તો બીજાને બોજા રૂપ અને વ્યર્થ જાણવા.

મારા પ્રિય તપોધન ભાઇઓ? પુર્વે કોણ હતા! તેમનામાં કેટલી ગ્નાન શક્તિ હતિ! તથા મહા યોગાભ્યાસિ રૂષિ મુનિ ઇત્સાદિકની પંક્તિમાં ગણાયલા આકાશમાં શુક્રની માફક તેજ આપનારા કેવા હતા? છતાં પરિણામે આવી સ્થિતિને શામાટે પામ્યા! એમ થયા છતાં પણ તે સ્થિતીને પલટાવીને અસલ સ્થિતી ઉપર આરૂઢ થવાને કેવા પ્રકારના ઉપાય છે! એ વિગેરે બોધમય ઇતિહાસ તથા અહ-

ભુત આખ્યાનનો આ " તપોધન ધર્મ ચંદ્રોદય " માં સમાસ કરવામાં આવશે, આ પુસ્તકમાં એવા જ પ્રસંગને માટે રસિક જ્ઞાનમય સંવાદ મુકવામાં આવ્યો છે અદભુત રસ છે, ઉત્તમ જ્ઞાનનો વિલાસ છે, આધુનિક વખતની રૂઢિ દેવિના પ્રખર તેજનું અને સ્વરૂપનું વર્ણન છે, ઉત્તર પ્રદેશ-માંથી વિરાજમાન થએલા તપસ્વિ ઔદિચ્ય બ્રાહ્મણોના મુ-ખથી તપોધન માટેના ઉદગાર છે, તેમની કબુલત છે. આ સમગ્ર વિષયથી ભરપૂર અલભ્ય પુસ્તક મારા જ્ઞાતિ સમૂદાય તથા બીજા સુજ્ઞ ગ્રહસ્થોને અવલોકન કરવા જેવું છે. પુસ્તક કાઢીને પૈસા ભેગા કરવાની ઇચ્છા રાખી નથી. માત્ર જ્ઞાતી બંધુઓની શેવા બજાવવાને આ પુસ્તક બાહેર કાઢવાનો પરિશ્રમ કર્યો છે જેમાં જ્ઞાતી સમુદાય તરફથી મારા પરિશ્રમને ધન્યવાદ મળે એટલુંજ હું ઇચ્છુછું તેથી આશા છે કે તમામ ભાઇઓ આ પુસ્તક ખરીદ કરવાને પોતાનો ઉત્સાહ આગળ મુકશે તો હું મારા કાર્યમાં કૃતાર્થ થયો માનીશ. પુસ્તકની કીમત તા. ૩૦ મી મે સુધીમાં નામ નોંધાવનાર પાસે માત્ર રૂપિઓ એકજ અને પાછળ-થી રૂપિઓ દોઢ લેવામાં આવશે.

અમદાવાદ
સારંગપુર ઘાસીરામની પોળ.

લી.
જ્ઞાતી સમુદાય હિતચિંતક
ચરણ શેવક
**પુરૂષોત્તમ ગોકળનાથ મહેતા.**

# જાહેર ખબર.

આ પુસ્તક નીચેને શિરનામે લખવાથી રોકડી કીં મળી શકશે—

**અમદાવાદ**—ઠાકોર પાસેથી "**નિર્મળ**" પ્રિન્ટીંગ પ્રેસમાંથી, તથા બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે [illegible] ના પાસે.

**ધોળકા**—રા. માણેકલાલ મગનલાલ ઠે. કેવડીઆમ

**નડીઆદ**—ભટ્ટ. હીરાશંકર વજેશંકર અને ડિસ્ટ્રીકટકલે નાથાલાલ શિવલાલ.

**ઉમરેઠ**—મણિશંકર મોતીરામ શેવક ઓડ ભાગોળે.

**સાવલી**—મહેતા હિમ્મતરામ ગોકળનાથ પાસેથી.

**દાહોદ**—છોટાલાલ છગનલાલ દેસાઈ સ. ગુ. નિ. આ. નિ. માસ્તર.

**ડાકોર**—બુકસેલર ત્રિભોવન રણછોડ પાસેથી.

**પાટણ**—મા. નટુશંકર ગોવિંદરામ રાવળ ઠે. ધીવટા.

# સર્ટીફીકેટ.

આ પુસ્તક છપાવવામાં તથા તેનાં પ્રૂફ સુધારવામાં "**નિર્મળ**" પ્રિન્ટીંગ પ્રેસના મેનેજર મિ. લલ્લુભાઈ ઈશ્વરલાલે, મને જે સંપૂર્ણ મદદ આપી છે તેના માટે હું તેમનો આભારી છું. પ્રેસનું નામ જ તેના અનુપમ ગુણોને પ્રત્યક્ષ દેખાડી આપે છે. માટે સાફ સસ્તુ અને ખામી રહિત કામ કરાવવાની ઇચ્છા રાખનાર સુજ્ઞ જનોને "**નિર્મળ**" પ્રેસની ભેટ લેવા અમારી નમ્ર વિનંતી છે.